શ્રી વિતરાગાયનમઃ

શ્રીમાન્ પૂર્વાચાર્ય કૃત.

# શ્રી રત્નાકર પચીશી અને પ્રાચીન સજ્ઝાયાદિ સંગ્રહ.

---

તપગચ્છના પુજ્યપાદ ગુરૂણીજી મહારાજ શ્રી. શ્રી. ૧૦૮ ગુલાબ-
શ્રીજી તેમના ગુરૂ બ્હેન પુન્યશ્રીજીમહારાજશ્રીના શિષ્યા
ઉમેદશ્રીજી તેમની શિષ્યા જતનશ્રીજી તેમની શિષ્યા
ગુરૂણીજી મહારાજશ્રી મોહનશ્રીજીના સદુપદેશથી.

ગામ ડભોઈ આદિકના જૈન ભાઈઓ તથા
બ્હેનોની આર્થીક સહાયતાથી.

છપાવી પ્રસિદ્ધ કરનાર. ખંભાત નિવાસી.
માસ્તર ઉમેદચંદ રાયચંદ.
મુ. અમદાવાદ.—ઠે. પાંજરાપોળ

---


આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦.
વીરસંવત ૨૪૪૮. વિક્રમ સં. ૧૯૭૮—સને ૧૯૨૨
અમદાવાદમાં—સાગરવાડામાં આવેલા શ્રી અભિમાવિજય
પ્રિન્ટીંગ પ્રેસમાં પટેલ લક્ષ્મીચંદ હીરાચંદે છાપી.


---

કીંમત. અમૂલ્ય ( ભેટ ).

શ્રીમાન્ પૂર્વાચાર્ય કૃત.

# શ્રી રત્નાકર પચ્ચીશી અને

## પ્રાચીન સજઝાયાદિ સંગ્રહ.

આ બુકની અંદર શ્રીરત્નાકર સૂરિકૃત રત્નાકર પચ્ચીસી ભાષાંતર સહિત, તથા પૂન્યપ્રકાશ આદિ સ્તવનો, તથા શેત્રુંજા લઘુકલ્પ ભાષાંતર, તથા સજ્ઝાયો, ચૈત્યવંદનો, સ્તુતિઓ, સ્તવનો, આગમ વિચાર, નિગોદનું ટુંક સ્વરૂપ, વિગેરેના સંગ્રહ સહિત.

તપગચ્છના પૂજ્યપાદ ગુરૂણીજી મહારાજ શ્રી. શ્રી. ૧૦૮ ગુલાબશ્રીજી તેમના ગુરૂ બ્હેન પૂન્ય શ્રીજીમહારાજશ્રીના શિષ્યા ઉમેદશ્રીજી તેમની શિષ્યા જતનશ્રીજી તેમની શિષ્યા ગુરૂણીજી મહારાજશ્રી મોહનશ્રીજીના સદુપદેશથી.

ગામ ડભોઈ આદિકના જૈન ભાઈઓ તથા બ્હેનોની આર્થીક સહાયતાથી.

છપાવી પ્રસિદ્ધ કરનાર. ખંભાત નિવાસી.

માસ્તર ઉમેદચંદ રાયચંદ.

મુ. અમદાવાદ.—ઠે. પાંજરાપોળ

આવૃત્તિ પહેલી. પ્રત ૬૦૦.

વીરસંવત ૨૪૪૮. વિક્રમ સં. ૧૯૭૮—સને ૧૯૨૨

કીંમત. અમૂલ્ય ( ભેટ ).

# ચોવીસ તિર્થંકરોનાં નામ, તથા માતા, પિતા, લંછન વિગેરેનાં નામનો કોઠો.

| નંબર. | તિર્થંકરોનાં નામ. | માતાનાં નામ. | પિતાનાં નામ. | લંછન. |
|---|---|---|---|---|
| ૧ | ઋષભદેવ | મરૂદેવીમાતા | નાભિરાજા | રૂષભ |
| ૨ | અજીતનાથ | વિજયામાતા | જીતશત્રુરાજા | હાથી |
| ૩ | સંભવનાથ | સેનામાતા | જીતારીરાજા | ઘોડો |
| ૪ | અભિનંદન | સિદ્ધાર્થમાતા | સંવરરાજા | વાંદરો |
| ૫ | સુમતીનાથ | મંગલામાતા | મેઘરાજા | કૌંચપક્ષી |
| ૬ | પદ્મપ્રભુ | સુશીલામાતા | શ્રીધરરાજા | રાતુંકમળ |
| ૭ | સુપાર્શ્વનાથ | પૃથ્વીમાતા | પ્રતિષ્ટરાજા | સાથીઓ |
| ૮ | ચંદ્રપ્રભુ | લક્ષ્મણામાતા | મહાસેનરાજા | ચંદ્રમા |
| ૯ | સુવિધિનાથ | રામામાતા | સુગ્રીવરાજા | મગરમચ્છ |
| ૧૦ | શિતલનાથ | નંદામાતા | દ્દઢરથરાજા | શ્રીવચ્છ |
| ૧૧ | શ્રેયાંસનાથ | વિશ્નુમાતા | વિશ્નુરાજા | ખડ્ગી |
| ૧૨ | વાસુપૂજ્ય | જયામાતા | વસુપુજયરાજા | પાડો |
| ૧૩ | વિમળનાથ | શ્યામામાતા | સુતવર્મરાજા | સુઅર |
| ૧૪ | અનંતનાથ | સુયસામાતા | સિંહસેનરાજા | સેચાંણો |
| ૧૫ | ધર્મનાથ | સુવ્રતામાતા | ભાનુંરાજા | વજ્ર |
| ૧૬ | શાંતિનાથ | અચિરામાતા | વિશ્વસેનરાજા | હરણ |
| ૧૭ | કુંથુનાથ | શ્રીમાતા | સુરરાજા | બોકડો |
| ૧૮ | અરનાથ | દેવીમાતા | સુદર્શનરાજા | નંદાવર્ત |
| ૧૯ | મલ્લીનાથ | પ્રભાવતીમાતા | કુંભરાજા | કળસ |
| ૨૦ | મુનીસુવ્રત | પદ્મામાતા | સુમિત્રરાજા | કાચબો |
| ૨૧ | નમીનાથ | વિપ્રામાતા | વીજયરાજા | નીલુંકમળ |
| ૨૨ | નેમનાથ | શિવાદેવીમાતા | સમુદ્રવિજયરાજા | શંખ |
| ૨૩ | પાર્શ્વનાથ | વામામાતા | અશ્વસેનરાજા | સર્પ |
| ૨૪ | મહાવીરસ્વામી | ત્રિસલામાતા | સિદ્ધાર્થરાજા | સિંહ |




# બે બોલ.

**સુજ્ઞ જૈન ભાઇઓ તથા બ્હેનો,**

આવા નાના પૂસ્તકની પ્રસ્તાવનાની જરૂર હોયજ નહીં પરંતુ આ પૂસ્તક પ્રસિદ્ધિમાં કેવી રીતે આવ્યું. કોના ઉપદેશથી અને અંદર શા શા વિષયો લેવામાં આવ્યા છે તે સહેલાઇથી જાણી શકાય તેવા ઉદ્દેશથી આ પ્રસ્તાવનારૂપ બે બોલ આપની સમક્ષ જણાવવા ઇચ્છું છું.

જીનેશ્વર ભગવાનનો માર્ગ સદા પ્રભાવશાળી અને અવિચ્છિન્નપણે પ્રવર્ત્તેજ છે. છતાં પણ દરેક કાર્યમાં જેમ નાયકની જરૂર હોય છે તેમ અમારા આ પ્રભાવશાળી જૈન ધર્મને વિષે પણ અમારા નાયક આચાર્યો મુખ્ય તરીકે હોય છે. અને ગૌણ તરીકે પૂજ્ય ગુરૂમહારાજા શ્રી સાધુ સાધ્વીજી અમોને ધર્મ માર્ગમાં જોડનારા હોય છે. આ બુકના પણ ઉદપાદક શ્રીમાન્ આચાર્ય મહારાજશ્રી મુલચંદજી મહારાજના સંઘાડાના સાધ્વીજી મહારાજશ્રી ગુલાબસરીજી તેમના ગુરૂબ્હેન પૂન્યસરીજી તેમના શિષ્યા સાધ્વીજી ઉમેદસરીજી તેમની શિષ્યા જતનસરીજી તેમની શિષ્યા ગુરૂણીજી મહારાજશ્રી મોહનસરીજી તથા ચંદ્રસરોજી ૧૯૭૭ ની શાલના ચોમાસામાં ડભોઇ મુકામે હતા. તેમના ઉપદેશથી અને તેમની પાસે ધર્મ ક્રીયાનો લાભ લેનારી શ્રાવીકા બ્હેનોની ઇચ્છાથી તેમના દ્રવ્યની સહાયતાથી આ

બુક છપાવવા વિચાર થયો. આ બુકની અંદર પ્રથમ શરૂઆતમાં ચોવીસે તીર્થંકર ભગવાનના નામ લંછન માતાપીતાના નામ જન્મ નગરી વિગેરેનો કોઠો આપી પછી ચોઘડીઆ છેલ્લા દાખલ કરવામાં આવ્યા છે પછી આ પ્રસ્તાવના અનુક્રમણીકા અને મદદ આપનાર સદ્દગૃહસ્થોના નામ પછી શરૂઆતમાં રત્નાકર પચ્ચીસી પૂન્ય પ્રકાશનું સ્તવન શેત્રુંજા લઘુ કલ્પ પછી ઉત્તમ પ્રકારની સઝાયો ચૈત્યવંદનો સ્તુતિઓ સ્તવનો અને પછી સજીવ નિર્જીવ સૃષ્ટિ યાને આગમ વિચાર નામનો નિબંધ નિગોદનું સ્વરૂપ મુહુપત્તિના પચાસ બોલ અને પંચપરમેષ્ટિના ૧૦૮ ગુણ ટુંકામાં દાખલ કરી આ બુક સમાપ્ત કરવામાં આવી છે. આ બુક છપાવવાનું કામ ઉકત ગુરૂણીજી મહારાજે મને સોંપેલુ હતુ તેથી મારી શકિત મુજબ પ્રૂફ વિગેરે સુધારવાનું વિષયો ગોઠવવાનું કામ મેં કરેલું છે તેમાં જે કંઇ પ્રેસ દોષથી અગર દ્રષ્ટિ દોષથી જે કંઈ અશુદ્ધતા રહી ગઇ હોય અગર જીનાજ્ઞા વિરૂદ્ધ કંઈ છપાઇ ગયું હોય તેને માટે મિચ્છામિ દુક્કડં દઉંછું અને તેવી ભુલ મને જણાવવા વિનંતી કરૂંછું કે વળી ફરીથી બીજી આવૃતિના પ્રસંગે તે સુધારી શકાય એજ શુભેચ્છુ કીં બહુના.

સંવત ૧૯૭૮ ના<br>પોસ સુદ પૂર્ણીમા

લી. પ્રસિદ્ધકર્તા<br>માસ્તર ઉમેદચંદ રાયચંદ.<br>મુ. અમદાવાદ—ઠે. પાંજરાપોળ.

## અનુક્રમણીકા.

આગાઉથી આશ્રય આપનાર ભાઇઓ તથા બ્હેનોના
મુબારક નામ આ સાથે જોડવામાં આવ્યા છે.

૬૦) સાયણવાલા શા. તલકચંદ નાનચંદ
૩૦) ખંભાતવાલા શા. ત્રીભોવનદાસ દુરગાભાઇ
૨૦) પાદરાવાલા શા. તારાચંદ દલીચંદ

## ડભોઈવાળા.

૨૫) શા. મોતીલાલ પીતાંબર ધરમચંદ હ. બ્હેન ગીરજા.
૧૦) શા. છોટાલાલ ફૂલાભાઇ
૧૦) શા. જેઠાલાલ ખુશાલચંદ.
૧૦) વાસનાવાલા શા. કસ્તુરચંદ હરીલાલ.
૫) શા. નેમચંદ તલકચંદ
૫) શા. છોટાલાલ વીરચંદ.
૫) શેઠ. હીંમતલાલ ફુલચંદ.
૫) શા. બાપુલાલ ભગવાનદાસ.
૫) શા. ચુનીલાલ કપુરચંદ
૫) શા. કાલીદાસ મોહનલાલ ઢોચકાવાળા.
૪) મપારાવાલા બાઇ ગીરજા.
૩) અંકલેશ્વરવાળા બઈ ઇચ્છા.
૨) હરીલાલ અમથા ઢોચકાવાલા.
૧) બાઇ ઇચ્છા.
૨૩) બધરાના અપાસરાના ગ્નાનખાતાના.
૫) ગેલાભાઇ ભાયચંદની દીકરી બાઇ રાધી.
૧) ભોગા મગનલાલ પીતાંબર.
૨) શા. મગનલાલ પીતાંબર.
૨) બાઇ ઇચ્છા.
૫) શા. જીવણભાઇ ડાહ્યાભાઇ નવસારીવાલા.
૫) શા. નગીનદાસભાઇ પંચખાતે ડભોઇ.
૨) શા. મોતીલાલ ખુશાલચંદ ડભોઇ.
૨) શા. પ્રેમચંદ ફકીરચંદની વિધવા બાઇ ધનકોર ડભોઇ.

# શ્રી રત્નાકર પચ્ચીશી.

## રહસ્ય અને ભાષાંતર યુકત.

( ૧ )

### મંગળાચરણ ઉપજાતિ.

श्रेयः श्रियां मंगलकेलिसद्म,
नरेंद्रदेवेंद्रनतांघ्रिपद्म ।
सर्वज्ञ सर्वातिशयप्रधान,
चिरं जय ज्ञानकलानिधान ॥ १ ॥

### હરિગીત.

મંદિર છો મુક્તિતણી માંગલ્ય ક્રિડાના પ્રભુ,
ને ઇંદ્ર નર ને દેવના સેવા કરે તારી વિભુ;
સર્વજ્ઞ છો સ્વામી વળી શિરદાર અતિશય સર્વના,
ઘણું જીવ તું ઘણું જીવ તું ભંડાર જ્ઞાન કળાતણા.

અર્થઃ—મોક્ષરૂપી લક્ષ્મીના મંગળમય આનંદનાં ગૃહ, નરના ઇંદ્ર-રાજાઓએ તથા દેવતાઓના ઇંદ્રોએ નમન કર્યું છે જેના ચરણકમળમાં એવા, સર્વ અતિશયે કરીને મુખ્ય અને જ્ઞાનરૂપી કળાના ભંડાર એવા હે સર્વજ્ઞ પ્રભુ! આપ ચિરકાળ જયવંતા વર્તો.

## અભિધેય સુચન.

जगत्त्रयाधार कृपावतार,
दुर्वारसंसारविकारवैद्य ।
श्री वीतराग त्वयि मुग्धभावा-
द्विज्ञ प्रभो विज्ञपयामि किंचित् ॥ २ ॥

ત્રણ જગતના આધાર ને અવતાર હે કરૂણાતણા,
વળી વૈદ્ય હે દુર્વાર આ સંસારનાં દુઃખોતણા;
વીતરાગ વલ્લભ વિશ્વના તુજ પાસ અરજી ઉચ્ચરૂં,
જાણો છતાં પણ કહી અને આ હૃદય હું ખાલી કરૂં.

અર્થઃ–ત્રણ જગતના આધાર, કૃપાના અવતાર, અત્યંત દુઃખથી છુટે તેવાં સંસારનાં વિકારોને મટાડવામાં વૈદ્ય સમાન, વીતરાગ, બધું જાણવાવાળા એવા હે પ્રભુ ! હું તમારી પાસે બહુજ મુગ્ધ ભાવથી–ભોળપણાથી કાંઇક વિનંતિ કરૂં છું.

## બાળક જેવા નિખાલસપણાથી વિનંતિ કરવાનો નિર્ણય.

किं बाललीलाकलितो न बालः,
पित्रोः पुरो जल्पति निर्विकल्पः ।
तथा यथार्थं कथयामि नाथ,
निजाशयं सानुशयस्तवाग्र ॥ २ ॥

શું બાળકો માબાપ પાસે બાળક્રિડા નવ કરે,
ને મુખમાંથી જેમ આવે તેમ શું નવ ઉચ્ચરે;
તેમજ તમારી પાસ તારક આજ ભોળા ભાવથી,
જેવું બન્યું તેવું કહું તેમાં કશું ખોટું નથી.

**અર્થઃ**-બાળક્રિડામાં આનંદ પામનાર બાળક પોતાના માબાપ પાસે કોઇ પણ જાતની શંકા રાખ્યા સિવાય (જે મનમાં આવે તે) શું નથી બોલતો? તેવીજ રીતે હે નાથ! મારો આશય-મારૂં નિવેદન પશ્ચાત્તાપ પૂર્વક હું આપની પાસે યથાર્થ રીતે કહીશ.

## દાન, શિયળ, તપ અને ભાવના વિનાનું વ્યર્થ ભવભ્રમણ.

दत्तं न दानं परिशीलितं च,
न शालि शीलं न तपोऽभितप्तं ।
शुभो न भावोऽप्यभवद्भवेऽस्मिन्,
विभो मया भ्रांतमहो मुधैव ॥ ४ ॥

મેં દાન તો દીધું નહિ ને શિયળ પણ પાળ્યું નહિ,
તપથી દમીકાયાનહિ શુભ ભાવ પણ ભાવ્યો નહિ;
એ ચાર ભેદે ધર્મમાંથી કાંઇ પણ પ્રભુ નવ કર્યું,
મ્હારૂં ભ્રમણ ભવસાગરે નિષ્ફળ ગયું નિષ્ફળ ગયું !

અર્થઃ-હે પ્રભુ ! નથી મેં આ ભવમાં દાન દીધું કે નથી મેં શુદ્ધ બ્રહ્મચર્ય પાળ્યું. નથી કર્યો મેં તપ, તેમ નથી અંતરમાં ભાવ્યો સારો ભાવ. અરેરે ! મારો આ ભવનો ફેરો નકામોજ થયો.

## કષાયના બંધનથી પ્રભુને ભજવાની અશક્તિ.

दग्धोऽग्निना क्रोधमयेन दष्टो,
दुष्टेन लोभाख्यमहोरगेण ।
ग्रस्तोऽभिमानाजगरेण माया-
जालेन बद्धोऽस्मि कथं भजे त्वाम् ॥ ५ ॥

હું ક્રોધ અગ્નિથી બળ્યો વળી લોભસર્પ ડશ્યો મને,
ગળ્યો માનરૂપી અજગરે હું કેમ કરી ધ્યાવું તને ?
મન મારૂં માયાજાળમાં મોહન ! મહા મુંઝાય છે;
ચડી ચાર ચોરો હાથમાં ચેતન ઘણો ચગદાય છે.

અર્થઃ—ક્રોધરૂપ અગ્નિએ મને બાળ્યો; દુષ્ટ લોભરૂપ મોટા સર્પે મને ડંશ દીધો; અભિમાનરૂપ અજગર મને ગળી ગયો; અને માયારૂપી જાળમાં હું બંધાયો. હે પ્રભો ! હું તમને શી રીતે ભજું ?

## સત્કર્મને અભાવે ભવોની નિષ્ફળતા.

कृतं मयाऽमुत्र हितं न चेह,
लोकेऽपि लोकेश सुखं न मेऽभूत् ।
अस्मादृशां केवलमेव जन्म,
जिनेश जज्ञे भवपूरणाय ॥ ६ ॥

મેં પરભવે કે આ ભવે પણ હિત કાંઇ કર્યું નહિ,
તેથી કરી સંસારમાં સુખ અલ્પ પણ પામ્યો નહિ;
જન્મો અમારા જિનજી! ભવ પૂર્ણ કરવાને થયા,
આવેલ બાજી હાથમાં અજ્ઞાનથી હારી ગયા.

**અર્થઃ**—હે ત્રણ જગતના નાથ! આ ભવમાં અથવા પરભવમાં મેં કોઇનું પણ હિત કરેલ ન હોવાથી લેશમાત્ર પણ સુખ મને મળ્યું નથી; હે પ્રભુ! અમારા જેવાનો અવતાર તો જાણે ભવ પૂરો કરવા માટેજ થયો હોય તેમ લાગે છે.

## મનની પાષાણુથી પણુ વિશેષ કઠોરતા.

मन्ये मनो यन्न मनोज्ञवृत्तं,
त्वदास्यपीयूषमयूखलाभात् ।
द्रुतं महानंदरसं कठोर-
मस्मादृशां देव तदश्मतोऽपि ॥ ७ ॥

અમૃત ઝરે તુજ મુખરૂપી ચંદ્રથી તોપણુ પ્રભુ,
ભિંજાય નહિ મુજ મન અરેરે ! શું કરૂં હું તો વિભુ ?
પત્થરથકી પણુ કઠણુ મારૂં મન ખરે ક્યાંથી દ્રવે ?
મરકટ સમા આ મનથકી હું તો પ્રભુ હાર્યો હવે.

અર્થઃ–આનંદદાયક વર્તનવાળા હે પ્રભુ ! તમારા મુખરૂપી ચંદ્રના દર્શનનો લાભ થવા છતાં પણુ આનંદરૂપી રસ મારા મનમાંથી ઝર્યો નહિ, તેથી હું ધારૂં છું કે મારૂં મન પાષાણુથી પણુ વધારે કઠોર છે.

## દુષ્પ્રાપ્ય રત્નત્રયીનું પ્રમાદવડે ગુમાવવું.

त्वत्तः सुदुष्प्राप्यमिदं मयाप्तं,
रत्नत्रयं भूरि भवभ्रमेण ।
प्रमादनिद्रावशतो गतं तत्,
कस्याग्रतो नायक पूत्करोमि ॥ ८ ॥

ભમતા મહા ભવસાગરે પામ્યો પસાયે આપના,
જે જ્ઞાન દર્શન ચરણરૂપી રત્નત્રય દુષ્કર ઘણાં;
તે પણ ગયા પરમાદના વશથી પ્રભુ કહું છું ખરૂં,
કોની કને કિરતાર આ પોકાર હું જઈને કરૂં ?

અર્થઃ—હે પ્રભુ ! દુઃખથી પ્રાપ્ત કરી શકાય તેવાં (જ્ઞાન, દર્શન, ચારિત્રરૂપી) ત્રણ રત્નો બહુ ભવો કર્યા પછી આપની પાસેથી મેળવ્યાં, પરંતુ તે પણ પ્રમાદ અને નિદ્રાના વશવર્તીપણામાં હું ગુમાવી બેઠો હવે હું કોની પાસે જઈને પોકાર કરૂં ?

## વૈરાગ્ય, ધર્મ, વિદ્યાદિનો દુરૂપયોગ.

वैराग्यरंगः परवंचनाय,
धर्मोपदेशो जनरंजनाय ।
वादाय विद्याऽध्ययनं च मेऽभूत्,
कियद् ब्रुवे हास्यकरं स्वमीश ॥ ९ ॥

ઠગવા વિભુ આ વિશ્વને વૈરાગ્યનાં રંગો ધર્યા,
ને ધર્મના ઉપદેશ રંજન લોકને કરવા કર્યા;
વિદ્યા ભણ્યો હું વાદ માટે કેટલી કથની કહું ?
સાધુ થઈને બ્હારથી દાંભિક અંદરથી રહું.

**અર્થઃ**-હે પ્રભુ ! મેં વૈરાગ્યનો દેખાવ કર્યો તે પણ બીજાને ઠગવા માટે, ધર્મનો ઉપદેશ કર્યો તે માત્ર લોકોને ખુશી કરવા માટે, વિદ્યા ભણ્યો તે પણ માત્ર વાદ કરવા માટે; આપને મારી હસવા જેવી કેટલીક વાતો કહું ?

## મુખ, ચક્ષુ તથા મનનો દુરૂપયોગ.

परापवादेन मुखं सदोषं
नेत्रं परस्त्रीजनवीक्षणेन ।
चेतः परापायविचिंतनेन,
कृतं भविष्यामि कथं विभोऽहं ॥ १० ॥

મેં મુખને મેલું કર્યું દોષો પરાયા ગાઇને,
ને નેત્રને નિંદિત કર્યાં પરનારીમાં લપટાઇને;
વળી ચિત્તને દોષિત કર્યું ચિંતી નઠારૂં પરતણું,
હે નાથ ! મારૂં શું થશે ચાલાક થઈ ચુકયો ઘણું.

અર્થઃ—અન્યનું વાંકું બોલીને મેં મારા મુખને, પારકી સ્ત્રીઓને જોઇને મારી આંખોને, પારકાનું અશુભ ચિંતવીને મારા ચિત્તને મેં દોષિત કર્યાં. હે પ્રભુ ! હવે મારૂં શું થશે ?

## કામાંધ થઇ આત્માને ઉપજાવેલી પીડા.

विडंबितं यत्स्मरघस्मरार्त्ति-
दशावशात्स्वं विषयांधलेन ।
प्रकाशितं तद्भवतो ह्रियैव,
सर्वज्ञ सर्वं स्वयमेव वेत्सि ॥ ११ ॥

કરે કાળજાને કતલ પીડા કામની બિહામણી,
એ વિષયમાં બની અંધ હું વિડંબના પામ્યો ઘણી;
તે પણ પ્રકાશ્યું આજ લાવી લાજ આપતણી કને,
જાણો સહુ તેથી કહું કર માફ મારા વાંકને.

અર્થઃ—કામથી આંધળા બનેલા મેં કામદેવરૂપી રાક્ષસથી મારી જાતને બહુ કદર્થના ઉપજાવી; હે સર્વજ્ઞ! શરમ આવે છે તો પણ તે બધું હું આપની સન્મુખ પ્રગટ કરૂં છું, જો કે આપ તો તે સર્વ હકીકત જાણો છો.

## મતિભ્રમથી કરેલાં અકાર્યો.

ध्वस्तोऽन्यमंत्रैः परमेष्ठिमंत्रः ।
कुशास्त्रवाक्यैर्निहतागमोक्तिः ।
कर्तुं वृथा कर्म कुदेवसंगा-
दवांछि हि नाथ मतिभ्रमो मे ॥ १२ ॥

નવકાર મંત્ર વિનાશ કીધો અન્ય મંત્રો જાણીને,
કુશાસ્ત્રનાં વાકયોવડે હણી આગમોની વાણીને;
કુદેવની સંગતથકી કર્મો નકામાં આચર્યાં,
મતિભ્રમથકી રત્નો ગુમાવી કાચ કટકા મેં ગ્રહ્યા.

અર્થ:-(ઐહિક સુખ દેનાર અન્ય મંત્રોવડે પરમેષ્ટિ મંત્ર ( નવકાર મંત્ર ) નો મેં નાશ કર્યો;-( તજી દીધો ); ખોટાં શાસ્ત્રોનાં પ્રમાણુથી જૈન આગમનાં વાકયો ઉપર પ્રહાર કર્યાં; ખરાબ દેવના સમાગમથકી નકામાં ( આત્માને હાનિકારક ) કર્મો કરવાની મને ઇચ્છા થઈ; હે નાથ! આ તે મારી કઈ જાતની માનસિક ભ્રમણા!!

## આપને મૂકીને મેં કરેલી સ્ત્રીઓનાં વિલાસની ભજના.

विमुच्य दृग्लक्ष्यगतं भवंतं
ध्याता मया मूढधिया हृदंतः
कटाक्षवक्षोजगभीरनाभि-
कटीतटीयाः सुदृशां विलासाः ॥ १३ ॥

આવેલ દ્રષ્ટિમાર્ગમાં મૂકી મહાવીર આપને,
મેં મૂઢધિયે હ્રદયમાં ધ્યાયા મદનના ચાપને;
નેત્રબાણો ને પયોધર નાભી ને સુંદર કટી,
શણગાર સુંદરીઓ તણા છટકેલ થઈ જોયાં અતિ.

**અર્થઃ**–દ્રષ્ટિગોચર થયેલા આપને છોડીને મૂઢ-બુદ્ધિવાળા મેં અંતરમાં સુંદર આંખોવાળી સ્ત્રીઓનાં કટાક્ષ, સ્તન, નાભી તથા કટીતટનું જ ધ્યાન ધર્યું.

## સ્ત્રીમુખ દર્શનથી ઉત્પન્ન થયેલ રાગની તીવ્રતા.

लोलेक्षणावक्त्रनिरीक्षणेन,
यो मानसे रागलवो विलग्नः ।
न शुद्धसिद्धांतपयोधिमध्ये,
धौतोऽप्यगात्तारक कारणं किम् ॥ १४ ॥

મૃગનયણીસમ નારીતણા મુખચંદ્ર નીરખવાવતી,
મુજ મનવિષે જે રંગલાગ્યો અલ્પ પણ ગુઢો અતિ;
તે શ્રુતરૂપ સમુદ્રમાં ધોયા છતાં જાતો નથી,
તેનું કહો કારણ તમે બચું કેમ હું આ પાપથી.

અર્થઃ—( સ્ત્રીઓનાં ) ચપળ ચક્ષુયુક્ત ચહેરાને જોવાથી મનની અંદર જે રાગનો અંશ જરા જરા લાગ્યો છે તે પવિત્ર શાસ્ત્રરૂપી સમુદ્રમાં ધોયા છતાં પણ જતો નથી; તેનું શું કારણ ?

## દરિદ્રી છતાં મારૂં અભિમાન.

अंगं न चंगं न गणो गुणानां,
न निर्मलः कोऽपि कलाविलासः ।
स्फुरत्प्रभा न प्रभुता च काऽपि;
तथाऽप्यहंकारकदर्थितोऽहं ॥ १५ ॥

સુંદર નથી આ શરીર કે સમુદાય ગુણતણો નથી,
ઉત્તમ વિલાસ કળાતણો દેદીપ્યમાન પ્રભા નથી.
પ્રભુતા નથી તોપણ પ્રભુ અભિમાનથી અક્કડ ફરૂં,
ચોપાટ ચાર ગતિતણી સંસારમાં ખેલ્યા કરૂં.

અર્થઃ—નથી મારૂં શરીર સુંદર, કે નથી હું ગુણોનો ભંડાર; નથી વિકાસ પામેલી મારામાં કોઇ કળા, તેમ નથી ઝળકતું જરા પણ તેજ; વળી મારામાં એવી કાંઇ નથી પ્રભુતા; છતાં અહંકાર મને છોડતો નથી. (એ દરેકનો હું અહંકાર કર્યા કરૂં છું.)

## મહા મોહથી ગ્રસ્ત થયેલ મારી અપદશા.

आयुर्गलत्याशु न पापबुद्धि-
र्गतं वयो नो विषयाभिलाषः ।
यत्नश्च भैषज्यविधौ न धर्मे,
स्वामिन्महामोहविडंबना मे ॥ १६ ॥

આયુષ્ય ઘટતું જાય તો પણ પાપબુદ્ધિ નવ ઘટે,
આશા જીવનની જાય પણ વિષયાભિલાષા નવ મટે;
ઔષધ વિષે કરૂં યત્નપણ હું ધર્મને તો નવગણું,
બની મોહમાં મસ્તાન હું પાયાવિનાના ઘર ચણું.

**અર્થઃ**-મારૂં આયુષ્ય ઘટતું જાય છે, પરંતુ પાપ વૃત્તિ ઘટતી નથી; વય (જુવાની) ચાલી જાય છે, પરંતુ વિષયતૃષ્ણા ઘટતી નથી; ઔષધ માટે હું યત્ન કરૂં છું, પણ ધર્મ માટે કાંઈ યત્ન કરતો નથી; હે સ્વામીન્! મહા મોહથી ઘેરાયેલી એવી મારી સ્થિતિ તો જુઓ!

## આપની વાણીની હાજરી છતાં અન્યની વાણીનો કરેલ સ્વીકાર.

नाऽत्मा न पुण्यं न भवो न पापं,
मया विटानां कटुगीरपीयं ।
अधारि कर्णे त्वयि केवलार्के
परिस्फुटे सत्यपि देव धिङ्माम् ॥ १७ ॥

આત્મા નથી પરભવ નથી વળી પુણ્ય પાપ કશું નથી,
મિથ્યાત્વીની કટુ વાણી મેં ધરી કાન પીધી સ્વાદથી;
રવિસમ હતાં જ્ઞાને કરી પ્રભુ આપશ્રી તોપણ અરે,
દીવો લઇ કુવે પડયો ધિક્કાર છે મુજને ખરે.

અર્થઃ—કેવળજ્ઞાનવડે સૂર્ય સમાન તમે પ્રકટ હોવા છતાં મારા કાનમાં આવેલ મિથ્યાત્વીની ખોટી વાણી જેવી કે ' આત્મા નથી, પુણ્ય નથી, પરભવ નથી, પાપ નથી ' વિગેરે મેં પ્રેમથી પીધી; તેથી હે દેવ ! મને ધિક્કાર છે.

## મારાથી હારી જવાયેલ મનુષ્ય જન્મ.

न देवपूजा न च पात्रपूजा,
न श्राद्धधर्मश्च न साधुधर्मः ।
लब्ध्वापि मानुष्यमिदं समस्तं,
कृतं मयाऽरण्यविलापतुल्यं ॥ १८ ॥

મેં ચિત્તથી નહિ દેવની કે પાત્રની પૂજા ચહી,
ને શ્રાવકો કે સાધુઓનો ધર્મ પણ પાળ્યો નહિ;
પામ્યો પ્રભુ નરભવ છતાં રણમાં રડ્યા જેવું થયું,
ધોબીતણા કુત્તા સમું મમ જીવન સહુ એળે ગયું.

અર્થઃ—મેં ન કરી દેવની પૂજા, તેમ મેં ન કરી પાત્રની પૂજા ( સુપાત્ર દાન દેવું ); ન કરી મેં શ્રાવકધર્મની ઉપાસના; તેમ ન કરી મેં સાધુ ધર્મની પ્રતિપાલના; મનુષ્ય જન્મ પામીને તે જંગલમાં કરાતા રૂદનની માફક મેં નિષ્ફળ ગુમાવ્યો.

## જૈન ધર્મ પામ્યા છતાં કલ્પવૃક્ષાદિકની કરેલી સ્પૃહા.

चक्रे मयाऽसत्स्वपि कामधेनु–
कल्पद्रुचिन्तामणिषु स्पृहार्तिः ।
न जैनधर्मे स्फुटशर्मदेऽपि,
जिनेश मे पश्य विमूढभावम् ॥ १९ ॥

હું કામધેનુ કલ્પ તરૂ ચિંતામણિના પ્યારમાં,
ખોટાં છતાં ઝંખ્યો ઘણું બની લુબ્ધ આ સંસારમાં;
જે પ્રગટ સુખ દેનાર ત્હારો ધર્મ તે સેવ્યો નહિ,
મુજ મૂર્ખ ભાવોને નિહાળી નાથ કર કરૂણા કંઇ.

**અર્થઃ**–કામધેનુ, કલ્પવૃક્ષ અને ચિંતામણિ જેવી ચીજો ખોટી હોવા છતાં મેં તેના ઉપર આસક્તિ કરી—તે મેળવવા પ્રયાસ કર્યો; પરંતુ પ્રત્યક્ષ સુખ આપી શકનાર જૈનધર્મને વિષે મેં આસક્તિ ન કરી; હે પ્રભુ ! મારી મૂર્ખાઇ તો જુઓ ! ! !

## વિપર્યાસ બુદ્ધિ.

सद्भोगलीला न च रोगकीला,
धनागमो नो निधनागमश्च ।
दारा न कारा नरकस्य चित्ते,
व्यचिंति नित्यं मयकाऽधमेन ॥ २० ॥

મેં ભોગ સારાં ચિંતવ્યા તે રોગ સમ ચિંત્યા નહિ,
આગમન ઇચ્છયું ધનતણું પણ મૃત્યુને પ્રીછયું નહિ;
નહિ ચિંતવ્યુ મેં નર્ક કારાગ્રહ સમી છે નારીઓ,
મધુબિંદુની આશામહીં ભય માત્ર હું ભૂલી ગયો.

**અર્થઃ**—મારા અંતરમાં સુંદર ભોગને મેં અધમે ચિંતવ્યા, પરંતુ રોગની ખાણ તરીકે તેની મેં ચિંતવના ન કરી; ધન પ્રાપ્તિનો મેં વિચાર કર્યો, પરંતુ તે મૃત્યુને બોલાવવા જેવું છે તે ભૂલી ગયો; સ્ત્રીઓનો ઉહાપોહ કર્યો, પરંતુ તે નરકનું બંદીખાનું છે તેનું ભાન મને અધમને કદિ પણ ન થયું.

## મારા જન્મની નિષ્ફળતા.

स्थितं न साधोर्हृदि साधुवृत्तात्,
परोपकारान्न यशोऽर्जितं च ।
कृतं न तीर्थोद्धरणादिकृत्यं
मयामुधा हारितमेव जन्म ॥ २१ ॥

હું શુદ્ધ આચારોવડે સાધુ હૃદયમાં નવ રહ્યો,
કરી કામ પર ઉપકારના યશ પણ ઉપાર્જન નવ કર્યો;
વળી તીર્થનાં ઉદ્ધાર આદિ કોઇ કાર્યો નવ કર્યાં,
ફોગટ અરે આ લક્ષ ચોરાશીતણા ફેરા ફર્યાં.

અર્થઃ—સારા વર્તનથી ઉત્તમ પુરૂષના હૃદયમાં મેં સ્થા ન મેળવ્યું, બીજાનું ભલું કરી મેં કીર્તિ પણ પ્રાપ્ત ન કરી, તીર્થોદ્ધારાદિક કાર્યો પણ મેં ન કર્યા, મેં તો મારો જન્મ વ્યર્થ ગુમાવ્યો ! !

## સંસારસમુદ્રનો પાર ઉતરવા માટે સાધનનો અભાવ.

वैराग्य रंगो न गुरूदितेषु,
न दुर्जनानां वचनेषु शांतिः ।
नाऽध्य त्मलेशो मम कोऽपि देव,
तार्यः कथंकारमयं भवाब्धिः ॥ २२ ॥

ગુણુ વાણીમાં વૈરાગ્યકેરો રંગ લાગ્યો નહિ અને,
દુર્જનતણાં વાક્યો મહીં શાંતિ મળે ક્યાંથી મને?
તરૂં કેમ સંસાર આ અધ્યાત્મ તો છે નહિ જરી,
તુટેલ તળીયાનો ઘડો જળથી ભરાયે કેમ કરી ?

અર્થઃ—ગુરૂમહારાજનાં વચનથી મારા મનમાં વૈરાગ્યનો રંગ જામ્યો નહિ, તેમજ દુર્જનનાં વાક્યો સાંભળી હું શાંતિ રાખી શક્યો નહિ; હે દેવ ! અધ્યાત્મ જ્ઞાન જેવું તો મારામાં જરા પણ છેજ નહિ, ત્યારે આ સંસારસમુદ્ર મારાથી કેવી રીતે તરી શકાશે ?

ભૂત, વર્તમાન તથા ભવિષ્ય ત્રણે જન્મ
હું તો હાર્યો !!

पूर्वे भवेऽकारि मया न पुण्य-
मागामिजन्मन्यपि नो करिष्ये ।
यदीदृशोऽहं मम तेन नष्टा,
भूतोद्भवद्भाविभवत्रयीश ॥ २३ ॥

મેં પરભવે નથી પુણ્ય કીધું ને નથી કરતો હજી,
તો આવતા ભવમાં કહો ક્યાંથી થશે હે નાથજી;
ભૂત ભાવીને સાંપ્રત ત્રણે ભવ નાથ હું હારી ગયો,
સ્વામી ત્રિશંકુ જેમ હું આકાશમાં લટકી રહ્યો.

અર્થઃ—આગલા ભવમાં મેં કાંઇ પુણ્ય કર્યું નહિ; તેમ હવે ભવિષ્યમાં કરી શકીશ પણ નહિ; હે ત્રણ જગતના નાથ ! હું તો આવો હોઇને મારા ભૂત વર્તમાન તથા હવે પછીના બધા જન્મો વ્યર્થ ગયા-—નાશ પામ્યા ( પૂર્વ ભવે પુણ્ય કર્યું હોત તો અહીં ધર્મ કરી શકત. અહીં ધર્મ કરત તો આગળના ભવમાં સારી સામગ્રી મળત, તેથી ત્યાં પણ ધર્મ કરી શકત; આમ ન થવાથી મારા તો ત્રણે ભવ બગડયા. )

## પ્રભુનું સર્વજ્ઞત્વ સૂચન.

किं वा मुधाऽहं बहुधा सुधाभुक्-
पूज्य त्वदग्रे चरितं स्वकीयं ।
जल्पामि यस्मात् त्रिजगत्स्वरूप-
निरूपकस्त्वं कियदेतदत्र ॥ २४ ॥

અથવા નકામું આપ પાસે નાથ શું બકવું ઘણું,
હે દેવતાના પૂજ્ય ! આ ચારિત્ર મુજ પોતાતણું;
જાણો સ્વરૂપ ત્રણ લોકનું તો માહરૂં શું માત્ર આ?
જ્યાં ક્રોડનો હિસાબ નહિ ત્યાં પાઈનીતો વાત ક્યાં.

અર્થઃ—દેવોને પૂજવા યોગ્ય હે પ્રભુ ! મારૂં ચારિત્ર આપની સન્મુખ હું આથી વધારે નકામું કેટલુંક કહું ? કારણ કે આપતો ત્રણ જગતનાં સત્ય સ્વરૂપને પ્રત્યક્ષ દેખી શકો છો, તો પછી મારૂં ચારિત્ર આપ જાણો તેમાં તો શું નવાઈ ?

## છેલ્લી આંતરિક વિજ્ઞપ્તિ.

दीनोद्धारधुरंधरस्त्वदपरो नास्ते मदन्यः कृपा-
पात्रं नात्र जने जिनेश्वर तथाप्येतां न याचे श्रियम् ।
किंत्वर्हन्निदमेव केवलमहो सद्बोधिरत्नं शिवम्,
श्रीरत्नाकरमंगलैकनिलय श्रेयस्करं प्रार्थये ॥ २५ ॥

ત્હારાથી ન સમર્થ અન્ય દીનનો ઉદ્ધારનારો પ્રભુ,
મ્હારાથી નહિ અન્યપાત્ર જગમાં જોતાં જડે હે વિભુ;
મુક્તિ મંગળસ્થાન તોય મુજને ઇચ્છા ન લક્ષ્મીતણી,
આપો સમ્યગ્રત્ન શ્યામ જીવને તો તૃપ્તિ થાયે ઘણી.

અર્થઃ—હે જિનેશ્વર ! આપના જેવો રંકને ઉદ્ધારનાર કોઇ પ્રભુ નથી, તેમ મારા જેવું કૃપાનું પાત્ર પણ કોઈ નથી; તો પણ હું કાંઇ આપની પાસેથી ધન માગતો નથી; પરંતુ મોક્ષરૂપ લક્ષ્મીનાં સમુદ્ર સમાન તથા મંગળમય એક સ્થાન એવા હે જિનેશ્વર પ્રભુ ! હું તો ફક્ત સર્વ શ્રેયઃસાધક સમ્યક્ત્વરત્નનીજ પ્રાર્થના કરૂં છું.

## સમાપ્ત.

### શ્રી વિનય વિજયોપાધ્યાય વિરચિત

# શ્રી પુન્ય પ્રકાશનું સ્તવન.

## દુહા.

સકલ સિદ્ધિ દાયક સદા ॥ ચોવિશે જીનરાય ॥ સદ્ગુરૂ સામિની સરસતી ॥ પ્રેમે પ્રણમું પાય ॥ ૧ ॥ ત્રિભુવનપતિ ત્રિશલા તણો ॥ નંદન ગુણ ગંભીર ॥ શાસન નાયક જગ જયો ॥ વર્ધમાન વડવીર ॥ ૨ ॥ એક દિન વીર જીણંદને ॥ ચરણે કરી પ્રણામ ॥ ભવિક જીવના હિત ભણી ॥ પુછે ગૌતમ સ્વામિ ॥ ૩ ॥ મુક્તિ માર્ગ આરાધીએ ॥ કહો કિણ પેરે અરિહંત ॥ સુધા સરસ તવ વચન રસ ॥ ભાખે શ્રી ભગવંત ॥ ૪ ॥ અતિચાર આળોઈએ ॥ વ્રત ધરીએ ગુરૂ સાખ ॥ જીવ ખમાવો સયળ જે ॥ યોનિ ચોરાશી લાખ ॥ ૫ ॥ વિધિશું વળી વોસરાવિએ ॥ પાપ સ્થાન અઢાર ॥ ચાર શરણ નિત્ય અનુસરો ॥ નિંદો દુરિતાચાર ॥ ૬ ॥ શુભ કરણી અનુમોદીએ ॥ ભાવ ભલો મન આણ ॥ અણસણ અવસર આદરી ॥ નવપદ જપો સુજાણ ॥ ૭ ॥ શુભ ગતિ આરાધન તણા ॥ એ છે દશ અધિકાર ॥ ચિત્ત આણીને આદરો ॥ જેમ પામો ભવ પાર ॥૮॥

## ॥ ઢાળ ૧ લી ॥

॥ એ છિંડી કીહાં રાખી ॥ એ દેશી ॥

જ્ઞાન દરિસણ ચારિત્ર તપ વીરજ ॥ એ પાંચે આ-ચાર ॥ એહ તણા ઇહ ભવ પરભવના ॥ આળોઇએ અતિ-ચાર રે ॥ પ્રાણી જ્ઞાન ભણો ગુણ ખાણી ॥ વીર વદે એમ વાણી રે પ્રા૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ ગુરૂ ઓળવીએ નહિ, ગુરૂ વિનયે ॥ કાળે ધરી બહુ માન ॥ સૂત્ર અર્થ તદુભય કરી સૂધાં ॥ ભણીએ વહી ઉપધાન રે ॥ પ્રા૦ ૨ ॥ જ્ઞાનો પગરણ પાટી પોથી ॥ ઠવણી નોકરવાળી ॥ તેહ તણી કીધી આશાતના ॥ જ્ઞાન ભકિત ન સંભાળી રે ॥ પ્રા૦ ૩॥ ઇત્યા-દિક વિપરીતપણાથી ॥ જ્ઞાન વિરાધ્યું જેહ ॥ આભવ પર-ભવ વળી રે ભવો ભવ ॥ મિચ્છા દુક્કડં તેહ રે ॥ પ્રા૦ ૪ ॥ સમકિત લ્યો શુદ્ધ જાણી ॥ વીર વદે એમ વાંણી રે ॥ પ્રા૦ ॥ સ૦ ॥ જિન વચને શંકા નવિ કીજે ॥ નવિ પરમત અભિલાખ ॥ સાધુતણી નિંદા પરિહરજો ॥ ફળ સંદેહ મ રાખ રે ॥ પ્રા૦ ॥ ૫ ॥ મૂઢપણું છંડો પર-શંસા ॥ ગુણવંતને આદરીએ ॥ સામીને ધરમે કરી થીરતા ॥ ભકિત પ્રભાવના કરીએ રે ॥ પ્રા૦ ॥ સ૦ ॥ ૬ ॥ સંઘ ચૈત્ય પ્રાસાદ તણો જે ॥ અવર્ણવાદ મનલેખ્યો ॥ દ્રવ્ય દેવકો જે વિણસાંડયો ॥ વિણસંતાં ઉવેખ્યો રે ॥ પ્રા૦ ॥ સ૦ ॥ ૭ ॥ ઇત્યાદિક વિપરીતપણાથી ॥ સમકિત ખંડયું

જેહ ॥ આભવ૦ ॥ મિચ્છા૦ પ્રા૦ ॥ ૮ ॥ ચારિત્ર લ્યો ચિત્ત આણી ॥ પાંચ સુમતિ ત્રણ ગુપ્તિ વિરાધી ॥ આઠે પ્રવચન માય ॥ સાધુતણે ધરમે પરમાદે ॥ અશુદ્ધ વચન મન કાય રે ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૯ ॥ શ્રાવકને ધરમે સામાયક ॥ પોસહમાં મન વાળી ॥ જે જયણા પૂર્વક એ આઠે પ્રવચન માય ન પાળી રે ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૧૦ ॥ ઇત્યાદિક વિપરીતપણાથી ॥ ચારિત્ર ડોળ્યું જેહ ॥ આભવ૦ ॥ મિછા૦ પ્રા૦ ॥ ચા૦ ॥ ૧૧ ॥ બારે ભેદે તપ નવિ કીધો ॥ છતે જોગે નિજ શકતે; ધર્મે મન વચ કાયા વીરજ ॥ નવિ ફોરવીઉં ભગતે રે ॥ પ્રા૦ ॥ ચા૦ ॥૧૨॥ તપ વીરજ આચારે એણી પરે ॥ વિવિધ વિરાધ્યાં જેહ ॥ આભવ૦ ॥મિ૦॥ પ્રા૦ ॥ ચા૦ ॥૧૩॥ વળીય વિશેષે ચારિત્ર કેરા ॥ અતિચાર આળોઇએ ॥ વીરજિનેસર વયણ સુણીને ॥ પાપ મેલ સવી ધોઇએરે ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૧૪ ॥

## ॥ ઢાળ ૨ જી. ॥

### ॥ પામી સુગુરૂ પસાય ॥ એ દેશી ॥

પૃથ્વી પાણી તેઉ ॥ વાયુ વનસ્પતિ ॥ એ પાંચે થાવર કહ્યાં એ ॥ ૧ ॥ કરી કરસણ આરંભ ॥ ખેત્ર જે ખેડીયાં ॥ કુવા તળાવ ખણાવીયાએ ॥ ૨ ॥ ઘર આરંભ અનેક ॥ ટાંકા ભોંયરાં ॥ મેડી માળ ચણાવીઆ એ ॥ ૩ ॥ લીંપણ

શું પણ કાજ ॥ એણી પરે પરપરે ॥ પૃથ્વીકાય વિરાધીયાં એ ॥ ૪ ॥ ધોયણુ નાહણુ પાણી ॥ ઝીલણુ અપકાય છોતી ધોતી કરી દુહવ્યાએ ॥ ૫ ॥ ભાઠીગર કુંભાર ॥ લોહ સોવનગરા ॥ ભાડભુંજા લિહાળાગરાએ ॥ ૬ ॥ તાપણ શેકણુ કાજ ॥ વસ્ત્ર નિખારણુ ॥ રંગણુ રાંધણુ રસવતીએ ॥ ૭ ॥ એણી પરે કર્માદાન ॥ પરે પરે કેળવી ॥ તેઉ વાયુ વિરાધીયાએ ॥ ૮ ॥ વાડી વન આરામ ॥ વાવી વનસ્પતિ પાન ફુલ ફળ ચુંટીયાંએ ॥ ૯ ॥ પુંખ પાપડી શાક ॥ શેક્યાં સૂકવ્યાં ॥ છેદ્યાં છુંદ્યા આથીઆંએ ॥૧૦॥ અળશીને એરંડ ॥ ઘાણી ઘાલીને ॥ ઘણા તિલાદિક પીલીયા એ ॥ ૧૧ ॥ ઘાલી કોલું માંહે ॥ પીલી શેરડી ॥ કંદમૂળ ફળ વેંચીયાંએ ॥ ૧૨ ॥ એમ એકેંદ્રિ જીવ ॥ હણ્યા હણાવીયા ॥ હણતાં જે અનુમોદિયાએ ॥ ૧૩ ॥ આભવ પરભવ જેહ ॥ વળીય ભવોભવે ॥ તે મુજ મિચ્છાદુક્કડંએ ॥ ૧૪ ॥ કમી સરમીયા કીડા ॥ ગાડર ગંડોલા ॥ એળ પુરા અલશીયાંએ ॥ ૧૫ ॥ વાળા જળો ચુડેલ ॥ વિચળીત રસ તણા ॥ વળી અથાણાં પ્રમુખના એ ॥ ૧૬ ॥ એમ બેઇંદ્રિ જીવ ॥ જે મેં દુહવ્યા ॥ તે મુજ મિચ્છાદુક્કડંએ ॥ ૧૭ ॥ ઉધેહી જુ લીખ ॥ માંકડ મંકોડા ॥ ચાંચડ કીડી કુંથુઆએ ॥ ૧૮ ॥ ગદ્ધીઆં ધીમેલ કાનખજુરીયા ॥ ગીંગોડા ધનેરીયાંએ ॥ ૧૯ ॥ એમ

તેઈંદ્રિ જીવ ॥ જે મેં દુહવ્યા ॥ તે મુજ મિછ્છાદુક્કડંએ ॥ ૨૦ ॥ માખી મછર ડાંસ ॥ મસા પતંગીયાં ॥ કંસારી કોલીયાવડાએ ॥ ૨૧ ॥ ઢીંકણુ વિંછુ તીડ ॥ ભમરા ભમરીયો ॥ કોતાં બગ ખડમાંકડીએ ॥ ૨૨ ॥ એમ ચોરિંદ્રિ જીવ ॥ જે મેં દુહવ્યા ॥ તે મુજ મિછ્છાદુક્કડંએ ॥ ૨૩ ॥ જળમાં નાખી જાળરે ॥ જળચર દુહવ્યા ॥ વનમાં મૃગ સંતાપીયાએ ॥ ૨૪ ॥ પીડયા પંખી જીવ પાડી પાસમાં ॥ પોપટ ઘાલ્યા પાંજરે એ ॥ ૨૫ ॥ એમ પંચેંદ્રી જીવ ॥ જે મેં દુહવ્યા ॥ તે મુજ મિચ્છાદુક્કડંએ ॥ ૨૬ ॥

## ॥ ઢાળ ૩ જી ॥

॥ વાણી વાણી હિતકારીજી ॥ એ દેશી ॥

ક્રોધ લોભભય હાસ્યથીજી ॥ બોલ્યા વચનઅસત્ય ॥ કુડ કરી ધન પારકાંજી ॥ લીધાં જેહ અદત્તરે ॥ જિનજી મિછ્છાદુક્કડં આજ ॥ તુમ સાખે મહારાજરે ॥ જિનજી ॥ દેઈ સારૂં કાજરે ॥ જિનજી ॥ મિચ્છાદુક્કડં આજ ॥ ૧ ॥ એ આંકણી ॥ દેવ મનુજ તિર્યંચનાજી ॥ મેથુન સેવ્યા જેહ ॥ વિષયા રસ લંપટ પણેજી ॥ ઘણું વિડંબ્યો દેહરે ॥ જિનજી ॥૨॥ પરિગ્રહની મમતા કરીજી ॥ ભવે ભવે મેળી આથ ॥ જે જીહાંની તે તીહાં રહીજી ॥ કોઇ ન આવી સાથરે ॥ જીનજી૦ ॥ ૩ ॥ રયણી ભોજન જે કર્યાંજી ॥ કીધાં ભક્ષ અભક્ષ ॥

રસના રસની લાલચેજી ॥ પાપ કર્યા પ્રત્યક્ષરે ॥ જીનજી૦ ॥ ૪ ॥ વ્રત લેઈ વિરાધીયાંજી ॥ વળી ભાગ્યાં પચ્ચખાણ ॥ કપટ હેતુ કીરીયા કરીજી ॥ કીધા આપ વખાણુરે ॥ જિનજી૦ ॥ ૫ ॥ ત્રણ ઢાળ આઠે દુહેજી ॥ આળોયા અતિચાર ॥ શિવ ગતિ આરાધન તણોજી ॥ એ પહેલો અધિકારરે ॥ જિનજી૦ ॥ ૧ ॥

## ॥ ઢાળ ૪ થી ॥

## ॥ સાહેલડીની દેશી ॥

પંચ મહાવ્રત આદરોસાહેલડીરે ॥ અથવા લ્યો વ્રતબાર તો ॥ યથાશકિત વ્રત આદરી સાહેલડીરે ॥ પાળો નિરતિચાર તો ॥ ૧ ॥ વ્રત લીધાં સંભારીએ ॥ સા૦ ॥ હેડે ધરીય વિચારતો ॥ શિવગતિ આરાધન તણો ॥ ॥ સા૦ ॥ એ બીજો અધિકારતો ॥ ૨ ॥ જીવ સવે ખમાવીએ ॥ સા૦ યોની ચોરાશી લાખતો ॥ મન શુધ્ધે કરી ખામણાં ॥ સા૦ ॥ કોઈ શું રોષ ન રાખતો ॥ ૩ ॥ સર્વ મિત્ર કરી ચિંતવો ॥ સા૦ ॥ કોઈ ન જાણો શત્રુતો ॥ રાગ દ્વેષ એમ પરિહરો ॥ સા૦ ॥ કીજે જન્મ પવિત્રતો ॥ ૪ ॥ સામી સંઘ ખમાવીએ ॥ સા૦ ॥ જે ઉપની અપ્રિતિતો ॥ સજન કુટુંબ કરો ખામણાં ॥ સા૦ ॥ એ જિન શાસન રીતિતો ॥ ૫ ॥ ખમીએ ને ખમાવીએ ॥ સા૦ એહજ ધર્મનું સારતો ॥ શિવ ગતિ આરાધન

તણો ॥ સા૦ ॥ એ ત્રીજો અધિકાર તો ॥ ૬ ॥ મૃષાવાદ હિંસા ચોરી ॥ સા૦ ॥ ધન મૂર્છા મૈથુનતો ॥ ક્રોધ માન માયા તૃષ્ણા ॥ સા૦ ॥ પ્રેમ દ્વેષ પૈશૂનતો ॥ ૭ ॥ નિંદા કળહ ન કીજીએ ॥ સા૦ ॥ કુડો ન દીજે આળ તો ॥ રતિ અરતિ મિથ્યા તજો ॥ સા૦ ॥ માયામોસ જંજાળતો ॥ ૮ ॥ ત્રિવિધ ત્રિવિધ વોસરાવિયે ॥ સા૦ ॥ પાપસ્થાનક અઢારતો ॥ શિવગતિ આરાધન તણો ॥ સા૦ ॥ એ ચોથો અધિકારતો ॥ ૯ ॥

## ॥ ઢાળ ૫ મી ॥

॥ હવે નિસુણો ઈહાં આવીયાએ ॥ એ દેશી ॥

જન્મ જરા મરણે કરી એ ॥ એ સંસાર અસારતો ॥ કર્યાં કર્મ સહુ અનુભવે એ ॥ કોઈ ન રાખણ હારતો ॥ ૧ ॥ શરણ એક અરિહંતનું એ ॥ શરણ સિદ્ધ ભગવંત તો ॥ શરણ ધર્મ શ્રી જૈનનો એ ॥ સાધુ શરણ ગુણવંત તો ॥ ૨ ॥ અવર મોહ સવિ પરિહરીએ ॥ ચાર શરણ ચિત્ત ધાર તો ॥ શિવગતિ આરાધન તણો એ ॥ એ પાંચમો અધિકારતો ॥ ૩ ॥ આભવ પરભવ જે કર્યાં એ ॥ પાપ કર્મ કેઈ લાખ તો ॥ આત્મ સાખે તે નિંદીએ એ ॥ પડિકમિએ ગુરૂ સાખતો ॥ ૪ ॥ મિથ્યા મતિ વર્તાવિયા એ ॥ જે ભાખ્યા ઉત્સૂત્ર તો ॥ કુમતિ કદાગ્રહને વશે એ ॥ જે ઉથાપ્યાં સૂત્ર તો ॥ ૫ ॥ ઘડયા

ઘડાવ્યાં જે ઘણુંએ ॥ ઘંટી હળ હથીયાર તો ॥ ભવ ભવ મેળી મુકીયાં એ ॥ કરતાં જીવ સંહારતો ॥ ૬ ॥ પાપ કરીને પોષીયાં એ ॥ જનમ જનમ પરિવારતો ॥ જનમાંતર પોહોત્યા પછીએ ॥ કોઈએ ન કીધી સારતો ॥ ૭ ॥ આ ભવ પરભવ જે કર્યાં એ ॥ એમ અધિકરણ અનેક તો ॥ ત્રિવિધે ત્રિવિધે વોસરાવીએ એ ॥ આણી હૃદય વિવેક તો ॥૮॥ દુષ્કૃતનિંદા એમ કરીએ ॥ પાપ કરો પરિહાર તો ॥ શિવગતિ આરાધન તણો એ ॥ એ છઠ્ઠો અધિકાર તો ॥૯॥

॥ ઢાળ ૬ ઠી ॥

આદિ તું જોઈને આંપણી ॥ એ દેશી ॥

ધનધન તે દિન માહરો ॥ જીહાં કીધો ધર્મ ॥ દાન શિયળ તપ આદરી ॥ ટાળ્યાં દુષ્કર્મ ॥ ધન૦ ॥ ૧ ॥ શેત્રુંજાદિક તીર્થની ॥ જે કીધી જાત્ર ॥ ॥ જુગતે જીનવર પૂજીયા ॥ વળી પોખ્યા પાત્ર ॥ ધન૦ ॥ ૨ ॥ પુસ્તક જ્ઞાન લખાવીયાં ॥ જિનઘર જિન ચૈત્ય ॥ સંઘ ચતુર્વિધ સાચવ્યા ॥ એ સાતે ખેત્ર ॥ ધન૦ ॥ ૩ ॥ પડિક્કમણાં સુપરે કર્યાં ॥ અનુકંપા દાન ॥ સાધુ સૂરિ ઉવઝાયને ॥ દીધા બહુ માન ॥ ધન૦ ॥ ૪ ॥ ધર્મ કાજ અનુમોદિએ ॥ એમ વારંવાર ॥ શિવગતિ આરાધન તણો ॥ એ સાતમો અધિકાર ॥ ધન૦ ॥ ૫ ॥ ભાવ ભલો મન આણીએ ॥ ચિત્ત આણી ઠામ ॥ સમતા ભાવે ભાવીએ ॥ એ આતમ-

રામ ॥ ધન૦ ॥ ૬ ॥ સુખ દુઃખ કરણ જીવને ॥ કોઈ અવર ન હોય ॥ કર્મ આપ જે આચાર્યાં ॥ ભોગવિએ સોય ॥ ધન૦ ॥ ૭ ॥ સમતા વિણુ જે અનુસરે ॥ પ્રાણી પુન્ય કામ ॥ છાર ઉપર તે લીપણું ॥ ઝાંખર ચિત્રામ ॥ ધન૦ ॥ ૮ ॥ ભાવ ભલીપરે ભાવીએ ॥ એ ધર્મનો સાર ાં શિવગતિ આરાધન તણો ॥ આઠમો અધિકાર ॥ ધન૦ ॥ ૯ ॥

## ॥ ઢાળ ૭ મી ॥

॥ રૈવત ગિરિ ઉપરે ॥ એ દેશી ॥

હવે અવસર જાણી ॥ કરીએ સંલેખણ સાર ॥ અણસણ આદરિએ ॥ પચખી ચારે આહાર ॥ લલુતા સવિમુકી ॥ છાંડી મમતા અંગ ॥ એ આતમ ખેલે ॥ સમતા જ્ઞાન તરંગ ॥ ૧ ॥ ગતિ ચારે કીધા ॥ આહાર અનંત નિશંક ॥ પણ તૃપ્તિ ન પામ્યો ॥ જીવ લાલચીઓ રંક ॥ દુલહો એ વળી વળી ॥ અણુસણુનો પરિણામ ॥ એહથી પામીજે ॥ શિવપદ સુરપદ ઠામ ॥ ૨ ॥ ધન ધના શાલિભદ્ર ॥ ખંધો મેઘકુમાર ॥ અણુસણ આરાધી ॥ પામ્યા ભવનો પાર ॥ શિવમંદિર જાશે ॥ ॥ કરી એક અવતાર ॥ આરાધન કેરો ॥ એ નવમો અધિકાર ॥ ૩ ॥ દશમે અધિકારે ॥ મહામંત્ર નવકાર ॥ મનથી નવિ મૂકો ॥ શિવ સુખ ફલ સહકાર ॥ એ જપતાં જાયે ॥ દુર્ગતિ દોષવિકાર ॥ સુપરે

એ સમરો ॥ ચૌદ પુરવનું સાર ॥ ૪ ॥ જનમાંતર જાતાં ॥ જો પામે નવકાર ॥ તો પાતીક ગાળી ॥ પામે સુર અવતાર ॥ એ નવપદ સરિખો ॥ મંત્ર ન કોઇ સાર ॥ ઇહ ભવ ને પરભવે ॥ સુખ સંપતિ દાતાર ॥ ૫ ॥ જુઓ ભીલ ભીલડી ॥ રાજારાણી થાય ॥ નવપદ મહિમાંથી ॥ રાજસિંહ મહારાય ॥ રાણી રત્નવતી બેહુ ॥ પામ્યાં છે. સુરભોગ ॥ એક ભવ પછી લેશે ॥ શિવ વધુ સંજોગ ॥ ૬ ॥ શ્રીમતીને એ વળી ॥ મંત્ર ફળ્યો તતકાળ ॥ ફણીધર ફીટીને ॥ પ્રગટ થઇ ફુલ માળ ॥ શિવકુમરે જોગી ॥ સોવન પુરૂષો કીધ ॥ એમ એણે મંત્રે ॥ કાજ ઘણાનાં સિદ્ધ ॥ ૭ ॥ એ દશ અધિકારે ॥ વીર જિનેશર ભાખ્યો ॥ આરાધન કેરો ॥ વિધિ જેણે ચિત્તમાં રાખ્યો ॥ તેણે પાપ પખાળી ॥ ભવ ભય દૂરે નાખ્યો ॥ જિન વિનય કરંતા ॥ સુમતિ અમૃતરસ ચાખ્યો ॥ ૮ ॥

॥ ઢાળ ૮ મી ॥

॥ નમો ભવિ ભાવશુ એ ॥ એ દેશી ॥

સિદ્ધારથ રાય કુળ તિલો એ ॥ ત્રિશલા માત મલ્હારતો ॥ અવનિ તળે તમે અવતર્યા એ ॥ કરવા અમ ઉપકાર ॥ જયો જિનવીરજીએ ॥ ૧ ॥ મેં અપરાધ કર્યા ઘણાએ ॥ કહેતાં ન લહુ પારતો ॥ તુમ ચરણે આવ્યા ભણી એ ॥ જો તારે તો તાર ॥ જયો૦ ॥ ૨ ॥ આશ

કરીને આવીયો એ ॥ તુમ ચરણે મહારાજ તો ॥ આવ્યાને ઉવેખશો એ ॥ તો કેમ રહેસે લાજ ॥ જયો૦ ॥ ૩ ॥ કરમ અલુજાણુ આકરાં એ ॥ જનમ મરણ જંજાળતો ॥ હું છું એહથી ઉભગ્યો એ ॥ છોડવ દેવ દયાળ ॥ જયો૦ ॥ ૪ ॥ આજ મનોરથ મુજ ફળ્યા એ ॥ નાઠાં દુઃખ દંદોળતો ॥ તુઠયો જિન ચોવીશમો એ ॥ પ્રગટ્યા પુન્યય કલ્લોલ ॥ જયો૦ ॥ ૫ ॥ ભવ ભય વિનય તુમારડો એ ॥ ભાવ ભક્તિ તુમ પાયતો ॥ દેવ દયા કરી દીજીએ એ ॥ બોધ બીજ સુપસાય ॥ જયો૦ ॥ ૬ ॥

॥ કળશ ॥

ઈય તરણ તારણ સુગતિ કારણ ॥ દુઃખ નિવારણ જગ જયો ॥ શ્રીવીરજિનવર ચરણ થુણતાં ॥ અધિક મન ઉલ્લટ થયો ॥ ૧ ॥ શ્રીવિજયદેવસૂરીંદ પટધર ॥ તીરથ જંગમ ઇણેજગે ।. તપગચ્છપતિ શ્રીવિજયપ્રભસૂરિ ॥ સૂરિ તેજે ઝગમગે ॥ ૨ ॥ શ્રીહીરવિજય સૂરિ શિષ્ય વાચક ॥ કીર્ત્તિવિજય સુરગુરૂ સમો ॥ તસ શિષ્ય વાચક વિનય-વિજયે ॥ થુણ્યો જિન ચોવીશમો ॥ ૩ ॥ સય સત્તર સંવત્ત ઓગણત્રીશે ॥ રહી રાંદેરચોમાસએ॥ વિજય દશમી વિજય કારણ ॥ કિયો ગુણ અભ્યાસએ ॥ ૪ ॥ નર ભવ આરાધન સિદ્ધિસાધન ॥ સુકૃત લીલવિલાસએ ॥ નિર્જરા હેતે સ્તવન રચિસું ॥ નામે પુન્યપ્રકાશ એ ॥ ૫ ॥ ઇતિ

શ્રી. શ્રી. શ્રી. શ્રી. શ્રી.

# ॥ અથ શત્રુંજય લઘુકલ્પ. ॥

---

अइमुत्तयकेवलिणा, कहिअं सेत्तुंजतित्थमाहप्पं ॥
नारयरिसिस्स पुरओ, तं निसुणह भावओ भविआ ॥१॥

શબ્દાર્થઃ—હે ભવ્યજનો ! અતિ મુક્ત મુનિએ નારદ ઋષિની આગલ શત્રુંજય તીર્થનું મહાત્મ્ય કહ્યું છે, તેને તમે ભાવથી સાંભળો.

सेत्तुंजे पुंडरीओ, सिद्धो गणिकोडीपंचसंजुत्तो ॥
चित्तस्स पुण्णिमाए, सो भन्नइ तेण पुंडरिओ ॥ २ ॥

શબ્દાર્થઃ—શત્રુંજય ઉપર પુંડરિક ગણધર પાંચ ક્રોડ સાધુ સહિત ચૈત્રમાસની પુનમે સિદ્ધ થયા છે, તેથી તે પર્વતનું નામ પુંડરિક કહેવાય છે. ॥ ૨ ॥

नमि विनमि रायाणो, सिद्धा कोडीहिं दोहिं साहूणं ॥
तह दविड वालीखिल्ला, निव्वुआ दस य कोडिओ ॥३॥

શબ્દાર્થ—નમિ અને વિનમિ રાજા બે ક્રોડ સાધુ-સહિત ફાગણ સુદી ૧૦ સિદ્ધ થયા, તેમજ દ્રાવિડ અને વાલીખિલ બે બંધુ મુનિયો દશક્રોડ સાધુ સાથે કારતક સુદી ૧૫ સિદ્ધ થયા છે. ॥ ૩ ॥

पज्जुन्नसंबपमुहा, अद्धुट्ठाओ कुमारकोडिओ ॥
तह पंडवावि पंचय, सिद्धिगया नारयरिसि य ॥ ४ ॥

શબ્દાર્થ—પ્રદ્યુમ્ન સાંબ વિગેરે સાડા આઠ ક્રોડ કુમારો સહિત ફાગણ સુદી ૧૩ તેમજ પાંચ પાંડવો ૨૦) ક્રોડ સાથે આસો સુદી ૧૫ અને નારદઋષિ એકાણું લાખ સહિત જેઠ સુદ ૧૫ સિદ્ધિ પદ પામ્યા. ॥ ૪ ॥

थावच्चा सुय सेलं—गाय मुणिणोवि तह राममुणि ॥
भरहो दसरहपुत्तो, सिद्धा वंदामि सेत्तुंजे ॥ ५ ॥

શબ્દાર્થ—થાવચ્ચા પુત્ર મુનિ દશહજાર સાથે, શુક-મુનિ હજાર સાથે, શેલકમુનિ પાંચસો સાથે, તેમજ દશરથના પુત્ર રામમુનિ અને ભરતમુનિ ત્રણ ક્રોડ મુનિ સાથે ચૈતર વદ ૧૪ શત્રુંજય ઉપર સિદ્ધ થયા છે, તેમને હું વાંદુ છું. ॥ ૫ ॥

अन्नेवि खवियमोहा, उसभाइविसालवंससंभूआ ॥
जे सिद्धा से—त्तुंजे, तं नमह मुणि असंखिज्जा ॥ ६ ॥

શબ્દાર્થ—બીજા પણ મોહને ખપાવનારા અને ઋષભાદિકના વિશાલ વંશમાં ઉત્પન્ન થયેલા જે મુનિયો શત્રુંજય ઉપર સિદ્ધ થયા છે તે અસંખ્યાતા મુનિયોને હું વાંદું છું. ॥ ૬ ॥

पंनास जोयणाइं, आसी से तुंजवित्थडो मूले ॥
दसजोयण सिहरतले, उच्चत्तं जोयणा अट्ठ ॥ ७ ॥

શબ્દાર્થ—મૂલમાં શત્રુંજયનો વિસ્તાર પચાસ જોજન હતો, શિખર ઉપર દશ જોજન અને ઉંચપણે આઠ જોજન હતો.

जं लहइ अन्नतित्थे, उग्गेण तवेण बंभचेरेण ॥
तं लहइ पयत्तेणं, से-त्तुंजगिरिम्मी निवसंते ॥ ८ ॥

શબ્દાર્થ—અન્યતીર્થમાં ઉગ્રતપથી અથવા બ્રહ્મચર્યથી જે ફલ પ્રાપ્ત થાય તે ફલ પ્રયત્ને શત્રુંજય ઉપર વસવાથી થાય છે. ॥ ૮ ॥

जं कोडिए पुन्नं, कामियआहारभोइआ जेउ ॥
जं लहइं तत्थ पुन्नं, एगो वासेण से-तुंजे ॥ ९ ॥

શબ્દાર્થ—ઇચ્છિત ભોજન વડે ક્રોડ માણસને જમાડવાથી જે પુણ્ય થાય, તે પુણ્ય શત્રુંજય ઉપર એક ઉપવાસ કરવાથો થાય છે.

जं किंची न मतीत्थ, सग्गे पायाले माणुसे लोए ॥
तं सव्व मेव दिठ्ठं, पुंडरिए वंदिए संत्ते ॥ १० ॥

શદાર્થ સ્વર્ગ, પાતાલ અથવા મનુષ્ય લોકમાં જે કોઇ પણ નામ માત્ર તીર્થ હોય, તે સર્વ ફક્ત શત્રુંજયને વાંદવાથી દીઠાં જાણવાં. ॥ ૧૦ ॥

पडिलाभंते संघं, [illegible] साहूसे-तुंजे ॥
कोडिगुणं च अदिट्ठे, दिट्ठेअ अणंतये होई ॥ ११ ॥

શબ્દાર્થ—શત્રુંજય પર્વતને દીઠા અણદીઠા પણ તેના સન્મુખ ચાલવાથી ચતુર્વિધ સંઘની ભક્તિ કરવા જેટલું પુણ્ય થાય છે, ન દેખવાથી ક્રોડ ગણું અને દેખવાથી અનંતગણું થાય છે.

केवलनाणुप्पत्ती, निव्वाणं आसि जत्थ साहूणं ॥
पुंडरिए वंदित्ता, सव्वे ते वंदिया तत्थ ॥ १२ ॥

શબ્દાર્થ—જ્યાં સાધુઓને જ્ઞાનની ઉત્પત્તિ અને મોક્ષપ્રાપ્તિ હોય છે; ત્યાં તે પુંડરીકગિરિને વંદન કરવાથી તે સર્વે મુનિયોને વાંદ્યા જાણવા. ૧૨ ॥

अट्ठावयं समेए, पावा चंपाइ उज्जंत नगे य ॥
वंदिता पुन्न फलं, सयगुणं तंपि पुंडरीए ॥ १३ ॥

શબ્દાર્થ—ઋષભ દેવનું મોક્ષ ક્ષેત્ર અષ્ટાપદ, જિન સિદ્ધક્ષેત્ર સમેતશિખર, વીરપ્રભુનું મોક્ષસ્થાન પાવાપુરી, વાસુપૂજ્યનું સિદ્ધક્ષેત્ર ચંપાનગરી અને નેમનાથનું મોક્ષસ્થાન ગિરનાર. એ સર્વ તીર્થને વાંદવાથી સો ગણું પુણ્ય પુંડરિક તીર્થને ભેટવાથી થાય છે.

पूआ करणे पुन्नं, एगगुणं सयगुणं च पडिमाए ॥
जिणभवणेण सहस्सं, णंतगुणं पालणे होइ ॥१४॥

શબ્દાર્થ—પૂજા કરવાથી જે પુણ્ય થાય તે એક ગણું, તેથી સો ગણું પ્રતિમા ભરાવવાથી થાય છે, તેથી જિન ભુવન કરાવવાથી હજારગણું અને અનંતગણું ફલ તીર્થરક્ષાથી હોય છે ॥ ૧૪ ॥

पडिमं चेइहरं वा, सि ंजगिरीस्स मत्थए कुणइ ॥
भूत्तूण भर वासं, वसइ सग्गेण निरुवसग्गे ॥ १५ ॥

શબ્દાર્થ—જે માણસ શત્રુંજય પર્વત ઉપર પ્રભુની પ્રતિમા અથવા જિનમંદિર કરાવે છે, તે માણસ ભરત ક્ષેત્રનું રાજ્ય ભોગવીને સ્વર્ગ અથવા મોક્ષ પામે છે. ॥૧૫॥

नवकार पोरिसीए, पुरिमड्ढे गासणं च आयामं ॥
पुंडरीयं च सरंतो, फलकंखी कुणइ अभत्तट्ठं ॥ १६ ॥

શબ્દાર્થ—ફલની ઈચ્છા કરનારો નોકારસીનું, પોરસીનું, પુરિમઢનું, એકાસણાનું અને આંબીલનું એટલાનું પ્રચખ્ખાણ કરે તેમજ પુંડરિકનું સ્મરણ કરતો છતો ઉપવાસ કરે. ॥ ૧૬ ॥

छट्ठ ट्ठम दसम दुवा—लसाण मास ध्दमास खवणाणं ॥
तिगरणसुद्धो लहइ, सित्तुजं संभरंतोअ ॥ १७ ॥

શબ્દાર્થ—છઠ્ઠ, અઠ્ઠમ, દશમ દુવાલસ, પક્ષક્ષમણ અને સક્ષમણ. એ સર્વ કરવાનું ફલ મન, વચન અને કાયાથી શુદ્ધ એવો જે માણુસ શત્રુંજયને સંભારે તે પામે છે. ॥૧૭॥

छट्ठेणं भत्तेणं, अपाणेणं तु सत्त जत्ताइं ॥
जो कुणइ सेत्रुंजे, तइय भवे लहइ सो मुक्खं ॥१८॥

શબ્દાર્થ—જે માણુસ ચોવીહાર છઠ્ઠભક્તે શત્રુંજયની સાત જાત્રા કરે છે. તે ત્રીજા ભવે મોક્ષ પામે છે. ॥૧૮॥

अज्जवि दीसइ लोए, भत्तं चईउण पुंडरीयनगे ॥
सग्गे सुहेण वच्चइ, सीलविहूणोवि होऊणं ॥ १९ ॥

શબ્દાર્થ—આજ પણ લોકમાં દેખાય છે કે, જે માણુસ સીલરહિત છતો પણ પુંડરિક ગિરિ ઉપર અનશન કરે છે તે સુખે સ્વર્ગમાં જાય છે. ॥ ૧૯ ॥

छत्तं झय पडागं, चामर भिंगार थालदाणेण ॥
विज्जाहरोअ हवइ, तह चक्की होइ रहदाणा ॥ २० ॥

શબ્દાર્થ—માણુસ છત્ર ધ્વજા, પતાકા, ચામર, કલશ અને થાલ એ વસ્તુઓનાં દાનથી વિદ્યાધર થાય છે અને રથ-દાનથી ચક્રવર્તી પદ પામે છે. ॥ ૨૦ ॥

दस वीस तीस चत्ता, लक्खपन्नासा पुप्फदामदाणेण ॥
लहइ चउत्थ छट्ठ—ट्ठम दसम दुवालस फलाइं ॥ २१ ॥

શબ્દાર્થ—દશલાખ, વીશલાખ, ત્રીશલાખ, ચાલીશ-લાખ, અથવા પચાસલાખ પુષ્પની માલાના દાનથી (ચડાવાથી) અનુક્રમે એક ઉપવાસનું, બે ઉપવાસનું, ત્રણ ઉપવાસનું, ચાર ઉપવાસનું અથવા પાંચ ઉપવાસનું ફલ થાય છે. ॥૨૧॥

धूवे पख्खुववासो, मासख्खमणं कपूरधूवंमि ॥
कित्तिय मासख्खमणं, साहूपडिलाभिए लहइ ॥२२॥

શબ્દાર્થ—કૃષ્ણ અગુરૂના ધુપથી પંદર દિવસના ઉપવાસનું ફલ અને કર્પૂરના ધૂપથી એક માસના ઉપવાસનું ફલ થાય છે. વલી સાધુને શુદ્ધ આહારાદિક આપવાથી કેટલાક માસના ઉપવાસનું ફલ થાય છે. ॥ ૨૨ ॥

न वितं सुवन्न भूमी-भूसणदाणण अन्नतित्थेसु ॥
जं पावइ पुन्न फलं, पुआ न्हवणेण सित्तुंजे ॥ २३ ॥

શબ્દાર્થ—શત્રુંજય ઉપર તીર્થપતિને પૂજા ન્હાવણ કરાવવાથી જેટલું પુણ્યફલ પ્રાપ્ત થાય, તેટલું પુણ્યફલ બીજા તીર્થમાં સુવર્ણ, ભૂમી અથવા આભૂષણનાં દાનથી પણ ન થાય. ॥૨૩॥

कंतार चोर सावय, समुद्द दारिद्द रोग रिओ रुद्दा ॥
मुच्चंति अविग्घेणं, जे से-त्तुंज्जं धरंति मणे ॥ २४ ॥

શબ્દાર્થ—જે માણુસ મનમાં શત્રુંજયનું ધ્યાન કરે છે તે માણુસ અરણ્યના; ચોરના, સિંહાદિકના, સમુદ્રના; દારિદ્રના, રોગના, શત્રુના અને ભયંકર અગ્નિના ભયને નિર્વિઘ્નપણે ત્યજી દે છે.

सारावली पयन्नग, गाहाओ सुअहरेण भणिआओ ॥
जो पढइ गुणइ निसुणई, सो लहइ सि-तुंज्जजत्तफलं २५

શબ્દાર્થ—શ્રુતધરે સારાવલી નામના પ્રજ્ઞાપના સૂત્રમાં જે ગાથાઓ કહી છે, તેને જે માણુસ ભણે છે, ગણે છે અથવા સાંભળે છે, તે શત્રુંજયની જાત્રાના ફલને પામે છે.॥૨૫॥

॥ ઈતિ શત્રુંજય લઘુકલ્પ સમાપ્ત ॥

# ।। અથ શ્રી સઝાયો પ્રારંભ. ।।

## શ્રી આત્મોપદેશ સઝાય.

સાસરીયે એમ જઇરે બાઇ, સાસરીયે એમ જઇયે; જીનધર્મ તે સાસરૂં કહીયેં, જીનવર દેવ તે સસરો. જિન આણા સાસુ રઢીયાળી, તેના કહ્યામાં વિચરશેરે બાઇ. સા૦ ૧ અરા ને પરાં ક્યાંહિ ન ભમીયેં, ભમતાં જસ નવિ લહીયેંરે બાઈ સા૦ શિયલ સ્વભાવ સોહે ઘાઘરીયો, જીવદયા કાંચલડી; સમકિત ઓઢણી ઓઢીરે જીણી, શંકા મેલે ન ખરડીરે બાઈ. સા૦ ।।૨।। નિશ્ચય ને વ્યવહાર તણા એ, પાયે નેઉર ખલકે; બેઉ વિધ ધર્મ સાધુ શ્રાવકનો, કાને અકોટા ઝલકેરે બાઇ. સા૦ ।।૩।। તપ તણા બે બેરખા બાંહે, તગતગે તેજે સારા; જ્ઞાન પરમત તણું તે અર્ચા, માંહે પરિણામની ધારારે બાઇ. સા૦ ।।૪।। સગ સિંદુરનું કીધું ટીલું, શિયળનો ચાંડલો શોહે; ભાવનો હાર હૈયામાં લહેકે, દાનનાં કાંકણુ સોહેરે બાઈ. સા૦ ।।૫।। સુમતિ સાહેલી સાથે લેઇને, દીઠે મારગ વહીયેં; ક્રોધ કષાય કુમતિ અજ્ઞાની, તેહથી વાત ન કરીયેંરે બાઇ. સા૦ ।।૬।। મિથ્યાત્વી પીયરમાં ન વસીયેં, રહેતાં અલખામણાં થઇયે; મોહ માયા માવતર વીરૂઆં, હાહિલો કુલ ખિગવીયેંરે બાઇ. સા૦ ।।૭।। અનુભવ પ્રીતમ સાથે રમતાં, પ્રેમેં આનંદ પદ લહિયેં; વિનય પ્રભ સૂરી પ્રસાદે, ભાવે શિવસુખ લહીયેંરે બાઈ. સા૦ ।।૮।।

## આત્મોપદેશ સઝાય.

હું તો પ્રણમું સદ્દગુરૂ રાયારે, માતા સરસતીના વંદું પાયારે; હું તો ગાઉં આતમરાયા, જીવનજી બારણે મત જાજોરે. તુમેં ઘેર બેઠા કમાવો ચેતનજી, બારણે મત જાજોરે. ૧ તાહરે બાહિર દુર્મતિ રાણીરે, કેતાસું કુમતિ કેહે વાણીરે; તુંને ભોલવી બાંધશે તાણીરે, જીવનજી બારણે મત જાજોરે; તાહરા ઘરમાં છે ત્રણ રત્નરે, તેનું કરજે તું તો યત્નરે; એ અખુટ ખજાનો છે ધનરે. જીવનજી૦ ॥૨॥ તાહરા ઘરમાં પેઠા છે ધૂતારારે, તેને કાઢોને પ્રીતમ પ્યારારે; એથી રહોને તુમે ન્યારા. જીવનજી૦ ॥૩॥ સત્તાવનને કાઢો ઘરમાંથીરે ત્રેવીશને કહો જાયે ઇહાંથીરે; પછી અનુભવ જાગશે માંહેથી. જીવનજી૦॥૪॥ શોલ કષાયને દીયો શીખરે, અઢાર પાપસ્થાનક ને મંગાવો ભીખરે; પછી આઠ કરમની શી બીક. જીવનજી૦ ચારને કરોને ચકચૂરરે, પાંચમી શું થાઓ હજુરરે; પછે પામો આનંદ ભરપૂર. જીવનજી૦ ॥૫॥ વિવેક દીવે કરો અજુવાલોરે, મિથ્યાત્વ અંધકારને ટાલોરે; પછેં અનુભવ સાથે માલોરે. જીવનજી૦ ॥૬॥ સુમતિ સાહેલી શું ખેલોરે, દુર્મતિનો છેડો મેહલોરે; પછે પામો મુક્તિ ગઢ હેલોરે. જીવનજી૦ મમતાને કેમ ન મારોરે, જીતી બાજી કાંઇ હારોરે; કેમ પામો ભવનો પારોરે. જીવનજી૦ શુદ્ધ દેવ ગુરૂ સુપસાયરે, મારો જીવ આવે કાંઇ ઠાયરે; પછે આનંદ ઘનમય થાયરે. જીવનજી બારણે મત જાજોરે. ॥૭॥

## ગોયમની સજઝાય.

ગોયમ પૂછે શ્રી મહાવીરનેરે, ભાખો ભાખો પ્રભૂજી સંબંધરે; પડીકમણાથી સ્યું ફલ પામીએરે, સ્યું સ્યું થાયે પ્રાણીને બંધરે. ॥૧॥ ગો૦ સાંભલ ગોયમ જે કહું પુન્યથીરે, કરણી કરતાં જે પુન્યનું બંધરે, પુન્યથી હુએ અધિકો કોન હીરે; જેથી થાયે સુખ સંબંધરે. ॥૨॥ ગો૦ ઈચ્છા પડિક્કમણુ કરિ પામિએરે, પ્રાણિને થાયે પુન્યનું બંધરે; પુન્યની કરણી જે ઉવેખસ્યેરે, પરભવ થાસ્યે અંધોઅંધરે. ॥૩॥ ગો૦ પંચ હજાર ને ઉપર પાંચસેરે, દ્રવ્ય ખરચી લખાવે જેહરે; જીવાભગવઈ પન્નવણા તણીરે, મુકે ભંડાર પુન્યનિરેહરે. ॥૪॥ ગો૦ પાંચ હજારને ઉપર પાંચસેરે, ગાયો ગર્ભવંતિ જેહરે; તે તે અભયદાન દેતાં થકાંરે, મુહપતિ આપ્યાનુ પુન્ય એહરે. ॥૫॥ ગો૦ દસ હજાર ગોકુલ ગાયો તણારે, એકેકો દસ હજાર પ્રમાણરે; તેને અભયદાન દેતાં થકાંરે, ઉપજે પ્રાંણીને નિરવાંણરે. ॥૬॥ ગો૦ તેથી અધીકું ઉત્તમ ફલ પામિએરે, પરને ઉપદેસ દીધાનું જાણરે; ઉપદેસ થકી સંસારી તરેરે, ઉપદેસે પામે પરિમલ નાણરે. ॥૭॥ ગો૦ શ્રી જીનમંદિર અભિનવ સોભતોરે, સિખરનું ખરચ કરાવે જેહરે; એકેકો મંડપ બાવન ચૈત્યનોરે, ચરવલો આપ્યાનુ પુન્ય એહરે. ॥૮॥ ગો૦ માસ ખમણની તપસ્યા કરેરે, અથવા પંજર કરાવે જેહરે; એહવા કોડ પંજર કરતાં થકાંરે, કાંબલિયું આ-

ચ્યાનું ફલ એહરે. ॥૯॥ ગો૦ સહસ અઠ્યાસી દાન શાલા તણુરે, ઉપજે પ્રાણિને પુન્યનું બંધરે; સ્વામી સંગાથે ગુરૂને થાંનકેરે, પ્રવેશ થાએ પુન્યનું બંધરે. ॥૧૦॥ ગો૦ શ્રી જીન પ્રતિમાસો વનમાં કરેરે, સહસ અઠ્યાસીનું પ્રમાણુરે; એકેકી પ્રતિમાં પાંચસે ધનુષનારે, ઈરિયાવહિ પાડકમવાનો એ પ્રમાણુરે. ॥૧૧॥ ગો૦ આવશ્યક પંનર જુગતે ગ્રંથમાંરે, ભાખ્યો એ પડિકમણાનો સબંધરે; જીવા ભગવઈ આવશ્યક જોઇનેરે, સ્વસ મુખ ભાખે વીરજીણંદરે. ॥૧૨॥ ગો૦ વાચક જસ કહે શ્રદ્ધા ધરેરે, પાલસ્યે પડિકમણાનો વ્યવહારરે; અનુત્તર સમ સુખ પાંમે મોટકુરે, પામસ્યે ભવિજન ભવજલ પારરે. ॥૧૩॥ ઈતિ સજઝાય સંપૂર્ણ.

## અમરકુમારની સજાય.

રાજગૃહી નયરી ભલી, તિહાં શ્રેણિકરાજારે; જિનધર્મનો પરિચય નહિ; મિથ્યાંમત માંહે રાચ્યારે, કર્મ તણી ગતિ સાંભલો. ॥૧॥ કર્મ કરે તે હોયરે, સવારથનાં સહુ કો સગા; વિણસવા નહિ કોઇરે. કર્મ તણી, ॥૨॥ રાજા શ્રેણિક એકદા ચિત્ર સાલા કરાવેરે; અનેક પ્રકારે મંડણી, દેખંતા મન મોહેરે. કર્મ ॥૩॥ દરવાજો ગિરગિર પડે, રાજા મન પસ્તાવેરે; પુછે જોષી પંડીતા, બ્રાહ્મણ ઇમ બતાવેરે. કર્મ, ॥૪॥ બાલક બત્રિશ લક્ષણો, હોમી જે એણ માંહેરે; તો એહ મેહેલ પડે નહિ; ઇમ ભાંખે વયણ અજાણોરે. કર્મ. ॥૫॥ રાજા

ઢંઢેરા ફેરીઓ, જે આપે બાલ કુંવારોરે; તોલી આપૂં બરોબરી, સોનઇઆ ઘણુસારોરે. કર્મ, ॥૬॥ રૂષભદત્ત બ્રાહ્મણ તિહાં વસે, ભદ્રા તસ ઘરણી જાણોરે; પુત્ર ચાર સોહામણા, નિરધનીઓ પુત્ર હીણોરે. કર્મ, ॥૭॥ રૂષભદત્ત કહેનારને, આપો એક કુંવારોરે; ધન આવે ઘર આપણે, આપણ સુખિઆં સારોરે. કર્મં૦ ॥૮॥ નારી કહે વેગે દેરો, આપો અમર કુમારોરે; મહારે મન અણુ ભાવતો, આંખથી કરો અલગોરે. કર્મં૦ ॥૯॥ વાત જણાવી રાયને, રાજા મનમાં હરખ્યોરે; જે માગે તે આપીને; લાવો બાલકુંવારોરે. ॥૧૦॥ કર્મં૦ સેવક પાછા આવીઆ, ધન આપે મન માન્યોરે; અમર કહે મોરી માતાજી, મુને મત આપીજેરે. ॥૧૧॥ કર્મં૦ માતા કહે તુને સુ કરૂં, મહારે મન તું સુવોરે; કામ કાજ કરે નહિ, ખાવાને જોઇએ સારોરે; આંખે આંસુ નાખતો, બોલે બાલ કુંવારોરે; સાંભલો મોરા તાતજી, તુમે મુજને રાખોરે. કર્મં૦ ॥૧૨॥ તાત કહે હું સુ કરૂં, મુજને તો તું પ્યારોરે; માતા વેચે તાહરી, મહારો નહિ ઉપાયરે. કર્મં૦ ॥૧૩॥ કાકો પણ પાસે હતો; કાકી મુજને રાખોરે; કાકી કહે હુ સું જાણું, મહારે તુ સું લાગેરે. કર્મં૦ ॥૧૪॥ બાલક રોતો સાંભલી, માસી ફુવા તે આવેરે; બહેન પણ તીહાં બેઠી હતી, કિણહી મુજને રાખોરે. કર્મં૦ ॥૧૫॥ જો જો ધન અનરથ કરે, ધન પડાવે વાટેરે; ચોરી કરે ધન લોભીઓ, મરીને દુરગતી જાયરે. ॥૧૬॥

કર્મ૦ હાથ પકડીને લઇ ચાલ્યા, કુંવર રોવણ લાગ્યોરે; મુજણે રાજા હોમસે, ઇમ બાલક બહુ જૂરેરે. ॥૧૭॥ કર્મ૦ બાલકને તવ લેઈ ચાલ્યા, આવ્યા ભર બજારરે; લોક સહુ હાહા કરે, વેચ્યો બાલ ચંડાલેરે. ॥૧૮॥ કર્મ૦ લોક તીહાં બહુલા મલ્યા, જોવે બાલ કુંવારોરે; બાલ કહે મુજ રાખી લ્યો, થાસુ દાસ તુમારોરે. ॥૧૯॥ કર્મ૦ સેઠ કહે રાખુ સહી, ધન આપી મુહ માગ્યોરે; રાયે મંગાવ્યો હોમવા, તે તો નહિ રખાએરે. ॥૨૦॥ કર્મ૦ બાલકને તે લઇ ગયા, રાજાજીની પાસેરે; ભટજી પણ બેઠા હતા, વેદ શાસ્ત્ર ના જાણુંરે. ॥૨૧॥ કર્મ૦ ભટજીને રાજા કહે, દેખો બાલ કુંવારોરે; બાલકને સો દેખવો, કામ કરો મહારાજા રે. ॥૨૨॥ કર્મ૦ બાલક કહે કરજોડીને, સાંભલો શ્રી મહારાજારે, પ્ર-જાના પ્રીઅર તુમે; મુજને કીમ હોમીજેરે. ॥૨૩॥ કર્મ૦ રાજા કહે મુલ લીયો, મહારો નહિ અન્યાયરે; માતા પીતાએ તુને વેચીઓ, મેહોમવા આણ્યોરે.॥૨૪॥ કર્મ૦ ગંગોદકે નવરાવીને, ગલે ગાલી પુલની માલારે; કેસર ચંદન ચરચીને, બ્રામણ ભણતા તવ વેદોરે. ॥૨૫॥ કર્મ૦ અમર કુંમર મન ચીંતવે, મુજને સીખવીઓ સાધુરે; નવકાર મંત્ર છે મોટકો, સંકટ સહુ ટલી જાસેરે. ॥૨૬॥ કર્મ૦ નવપદ ધ્યાન ધરતા થકાં, દેવ સિંગાસણ કંપ્યોરે; ચાલી આવ્યો ઉતાવલો, જીહાં છે બાલ કુંવારોરે. ॥૨૭॥ કર્મ૦ અગ્નિ જાલા ઠંડી કરી, કીધો

સિંહાસણ ચંગોરે; અમર કુંમરને બેસારીને, દેવ કરે ગુંણ ગાંમોરે. ॥૨૮॥ કર્મ૦ રાજાને ઉંધો નાંખીઓ, મુખે છુટયાં લોહીરે; બ્રામણ સહુ લાંબા પડયા, જાણે મુકાં કાઠોરે. ॥૨૯॥ કર્મ૦ રાજ સભા અચરીજ થયી, એ બાલક કોઇ મોટોરે; પગ પૂજી જે એહના, તોએ મુવા ઉઠેરે. ॥૩૦॥ કર્મ૦ બાલકે છાંટો નાખીઓ, ઉઠયો શ્રેણીક રાજારે; અચરીજ દીઠો મોટકો, આ શું હુવો કાજેરે. ॥૩૧॥ કર્મ૦ બ્રામણ પડીઆ દેખીને, લોક કહે પાપ જુવોરે; બાલહત્યા કરતા થકાં, તેહના ફલ છે એ હોરે. ॥૩૨॥ કર્મ૦ બ્રામણ સહુ ભેલા થયા, દેખે એમ તમાસોરે; કનક સિંગાસણ ઉપરે, બેઠો, અમર કુમારોરે. ॥૩૩॥ કર્મ૦ રાજા સહુ પરીવારસું, ઉઠયો તે તત કાલોરે; કરજોડી કહે કુમર, એ રાજયરીધી સહુ તહારીરે. ॥૩૪॥ કર્મ૦ અમર કહે સુણો રાજવી; રાજસું નહિ મુજ કાજેરે; સંયમ લેસું સાધુનો, સાંભલો શ્રી મહારાજેરે. ॥૩૫॥ કર્મ૦ રાય લોક સહુ ઈમ કહે, ધન ધન બાલકુમારોરે; ભટજી પણ સાજા હુવા, લાજ્યા તે પણ માહોરે. ॥૩૬॥ કર્મ૦ જયજયકાર હુવો ઘણો, ધરમતણે પરસાદેરે; અમરકુમાર મન સાધતો, જાતી સમરણ જ્ઞાનોરે. ॥૩૭॥ કર્મ૦ અમરકુમર સંજમ લીઓ, કરે પંચમુષ્ટી લોચરે; બાહીર જઇ સમસાણે, કાઉસગ્ગ રહ્યો સુભ ધ્યાનેરે. ॥૩૮॥ કર્મ૦ માતપિતા બાહિર જઈને, ધન ધરતીમાંહી ગાલ્યોરે; કાંઈક ધન રેંચી

લીઓ, જાણે વીવાહ મંડાણોરે. ॥૩૯॥ કર્મ૦ એટલે દોડતો આવીઓ, કોઇક બાલ કુંવારોરે; માત પીતાને ઇમ કહે, અમર કુમરની વાતોરે. ॥૪૦॥ કર્મ૦ માત પીતા વીલખા થયા, ભુંડો થયો એ કામોરે; ધન રાજા લેસે સહું, કાંઇક કરીએ ઉપાયોરે. ॥૪૧॥ કર્મ૦ ચીંતાતુર થઇ અતી ઘણી, રાતે નિંદ ન આવેરે; પુરવ વૈર સંભારતી, પાપીણી ઉઠી તેની વારેરે. ॥૪૨॥ કર્મ૦ શસ્ત્ર હાથ લેઇ કરી, આવી બાલક પાંસેરે; પાલીએ કરીને પાપીણી, માર્યો બાલ કુમારોરે. ॥૪૩॥ કર્મ૦ સુકલ ધ્યાન સાધતો, શુભ મન આણી ભાવોરે; કાલ કરીને અવતર્યો, બારમાં સ્વર્ગ મજારોરે; ॥૪૪॥ કર્મ૦ બાવીસ સાગર આઉખો, ભોગવી વંછીત ભોગોરે; મહાવીદેહમાં સીજસે; પામસે કેવલ નાણોરે. ॥૪૫॥ કર્મ૦ હવે તે માતા પાપણી, મન માંહી હરખ અપારોરે; ચાલી જાય આનંદમે, વાધણી મલી તે વારોરે. ॥૪૬॥ કર્મ૦ ફંફેડી નાખી તે વારે, પાપણી મુઇ તીણ વારોરે; છઠી નરકે ઉપણી; બાવીસ સાગર આયુરે. ॥૪૭॥ કર્મ૦ જુવો જુવો મંત્ર નવકારથી; અમર કુમર સુભ ધ્યાનોરે; સુર પદવી લહી મોટકી, ધરમ તણે પરસાદોરે. ॥૪૮॥ કર્મ૦ નરભવ પાંમી જીવડા, ધરમ કરો સુભ ધ્યાનોરે, તો તુમે અમર તણી પરે, સીધગતી લેસો સારીરે. ॥૪૯॥ કર્મ૦ કર જોડી કવીયણ ભણે, સાંભલો ભવીજણ લોકોરે; વેર વીરોધ કોઇ મત કરો, જીમ પામો ભવ પારોરે. ॥૫૦॥

શ્રી જીન ધરમ સુરતરૂસમો, જેણી સીતલ છાંયારે; જેહુ આરાધે ભાવસુ; સીજે વંછીત કાજોરે. ॥૫૧॥ કર્મ તણી ગતી સાંભળો. અમર કુંમારની સઝાય સમાપ્ત.

## પાંચમની સઝાય.

સુગુરૂ ચરણ પસાઉલે રે લાલ, પંચમીનો મહિમાય આતમા વીરજીને કહે સુણજો રે લાલ; સુણતા પાતીક જાય આતમા આ ભવ સુખ પામે ઘણો રે લાલ, પરભવ અમર વીમાન આતમા પંચમી તપ પેમે કરો રે લાલ. ॥ ૧ ॥ સયલ સુત્ર રચના બની રે લાલ, ગણધર હુવારે વીખ્યાત આતમા જ્ઞાને ગુણે કરી જાણતા રે લાલ; સરગ નરકની વાત આતમા પંચમી તપ પ્રેમે કરો રે લાલ. ॥૨॥ મન સુધે આરાધીયે રે લાલ, છુટે કર્મનીહાન ગુરૂ જ્ઞાનેથી દીપતા રે લાલ; તે તરીયા સંસાર આતમા જ્ઞાન વંતને સહુ નમે રે લાલ, ઉતારે ભવપાર આતમા પંચમી તપ પ્રેમે કરો રે લાલ. ॥ ૩ ॥ અજવાળી પક્ષ પંચમી રે લાલ, કરો ઉપવાસ જગીસ આતમા નમો નાણુસ્સ ગુણણું ગણો રે લાલ; નોકારવાલી વીસ આતમા પંચમી તપ પ્રેમે કરોરે લાલ. ॥૪॥ પંચ વરસ એમ કીજીએ રે લાલ, વળી ઉપર પંચ માસ આતમા શક્તિસરૂપે ઉજવો રે લાલ; પોચે મનને ઉલ્લાસ આતમા પંચમી તપ પ્રેમે કરો રે

લાલ. ॥ ૫ ॥ વરદત્તને ગુણ મંજરી રે લાલ, આરાધ્યો તપ એહ આતમા કાંતિ વિજય ઉવઝાયના રે લાલ; કીર્તી વિજય ગુણ ગાય આતમા પંચમી તપ પ્રેમે કરો રે લાલ. ॥ ૬ ॥

## શ્રી ગૌતમ પ્રીચ્છાની સઝાય. ॥ ૧ ॥

ગૌતમસ્વામી પ્રીચ્છા કરે, કહોને સ્વામી વર્ધમાનજીરે; કેણે કર્મે નિરધન નિરવંશી, કેણે કર્મે નિસ ફલ હોય; સ્વામિ. પરઘર ભાંગેને પરદમે, તેણે કર્મે નિરધન હોય, ગૌતમ. થાપણ મોસો જે કરે; તેણે કર્મે નિરવંશી હોય, ગૌતમ. કેણે કર્મે વેસ્યાને વિધવા; કેણે કર્મે નપુંસક હોય; સ્વામી દુર્ગંછા કરે જિનધર્મની, તેણે કર્મે વેસ્યા હોય; ગૌતમ. ॥ ૩ ॥ સીયલ ખંડીને ભોગ ભોગવે, તેણે કર્મે વિધવા હોય; ગૌતમ; વેસ્યાનો સંગ જે કરે, તેણે કર્મે નપુંસક હોય ગૌતમ. ॥ ૪ ॥ કેણે કર્મે ગર્ભથી ગલી જાએ, કેણે કર્મે પીઠી ભર્યા જાય. સ્વામી. વાઠી વેડ કુણા મોગરા; તેણે કર્મે ગર્ભથી જાય; ગૌતમ. ॥ ૫ ॥ ફુલ વિંધીને કર્મ બાંધીયા, તેણે કર્મે પીઠી ભર્યા જાય; ગૌતમ. કેણે કર્મે ઠુંઠાને પાંગુલા; કેણે કર્મે જાતિ અંધ હોય; સ્વામી ॥ ૬ ॥ પાંખો કાપે પરજીવની, તેણે કર્મે પાંગુલા હોય; ગૌતમ. વધ કરે પરજીવનો; તેણે કર્મે જાતિ અંધ હોય

ગોતમ. ॥૭॥ કેણે કર્મે શોક ઉપજે, કેણે કર્મે કલંક ચડંત સ્વામી. વેરો વંચ્યો જે કરે; તેણે કર્મે શોક ઉપજે. ગોતમ ॥ ૮ ॥ જુઠી સાખ ભરી કર્મ બાંધીયા, તેણે કર્મે કલંક ચડંત; ગોતમ. કેણે કર્મે વિષધર ઉપજે, કેણે કર્મે જશ હીણુ હોય; સ્વામી. ॥ ૯ ॥ રીસ ભર્યા મરે અણુ બોલીયા, તેણે કર્મે વિષધર હોય, ગોતમ, જે જીવ રાગે વાંછીયા; તેણે કર્મે જશ હીણુ હોય; ગોતમ. ૧૦ ॥ કેણે કર્મે જીવનીગોદમાં, કેણે કર્મે તીર્યંચમાં જાય સ્વામી, જે જીવ મોહે વ્યાપીયા, તેણે કર્મે નીગોદમાં જાય ગોતમ. ॥ ૧૧ ॥ જે જીવ માયામાં વ્યાપીયા, તેણે કર્મે તીર્યંચમાં જાય; ગોતમ. કેણે કર્મે જીવ એકેંદ્રીમાં, કેણે કર્મે પંચેદ્રીમાં જાય સ્વામી. ॥ ૧૨ ॥ પાંચ ઇંદ્રી વશ નવી કરી; તેણે કર્મે એકેંદ્રીમાં હોય; ગોતમ. પાંચ ઇંદ્રો વસ જેણે કરી, તેણે કર્મે પંચેંદ્રીમાં જાય હો. ગોતમ. ॥૧૩॥ કેણે કર્મે જીવ ડાભ ડુભમે, કેણે કર્મે થોડેરો સંસાર; હો સ્વામી. જે જીવ મોહ મચ્છર કરે, તેણે કર્મે સંસાર હરંત, ગોતમ. ॥ ૧૪ ॥ જે જીવ સંતોષ પામીયા, તેણે કર્મે થોડેરો સંસાર; ગોતમ. કેણે કર્મે જીવડા નીચ કુલે; કેણે કર્મે ઉંચ કુલ હોય; સ્વામી. ॥ ૧૫ ॥ દાન દીયા અણુ સુઝતા; તેણે કર્મે નીચ કુલ હોય; ગોતમ. દાન દીધા સુપાત્રને, તેણે કર્મે ઉંચ કુલ હોય; ગોતમ. ॥ ૧૬ ॥ કેણે કર્મે જીવડા નર-

કમાં, કેણે કર્મે સ્વર્ગ વિમાન; સ્વામી. જે જીવ લોભે વ્યાપીયો, તેણે કર્મે નરકમાં જાય; ગૌતમ. ॥ ૧૭ ॥ દાન શીયલ તપ ભાવના, તેણે કર્મે સ્વર્ગ વિમાન; ગૌતમ. રાજ ગ્રહી પ્રભુ આવીયા, શ્રેણિક વંદવા જાય; ગૌતમ. ॥ ૧૮ ॥ ચેલણાકરે અતિ ગુંહલી, હરકે હરખ ન માય; ગૌતમ, ગૌતમ કેવલ માંગીયો, દીયો તેવીર વર્ધમાન સ્વામીજી. ॥૧૯॥ એણે મોહે કેવલ ન પામીયે, મોહે ન હોએ નિરવાંણ; ગૌતમ. રૂપ વિજય ગુરૂ ઇણિપેરે; ભાખે શ્રીભગવંત; ગૌતમ. ॥૨૦॥ જે નર ભણે જે સાંભલે, તસઘર મંગલ માલ હો. ગૌતમ. ॥ ૨૧ ॥ ઇતિ સંપૂર્ણ. ॥

## મનને શિખામણની સઝાય.

કેસિ વિધે સમજાવું હો મન્ના, તને કીસિ વિધે સમઝાવું. એ ટેક. હાથીજિ હોય તો મે પકડ મંગાવું, ઝાંઝર પાએ જડાવું; કરમાહાવતને માથે બેઠાવું તો, અંકુસ દેઈ સમજાવું હો મન્ના ત૦ ॥૧॥ ઘોડોજી હોય તો મે જિત્ત કરાવું, કરડિ લગામ દેવરાવુ; કરિ અસવારિ ને ફેરણ લાગુ તો, નવનવા ખેલ ખેલાવુ હો મન્ના ત૦ ॥ ૨ ॥ સોનુજી હોય તો મે ચુંગિ મુંકાવુ, કરકે તાપ તપાવું; લેઇ પુંકસણને કુંકણ લાગુ તો, પાણિ જયું પિંગલાવુ હો મન્ના ત૦ ॥૩॥ લોઢુંજી હોય તો મે એરણ મંડાવું, દાય દાય

ધમણુ ધમાવું; માર ઘણા ઘમસાંણુ ઉડાવું તો, જંતર તાર કઢાંવું હો મન્ના. ત૦ ॥ ૪ ॥ જ્ઞાનિજી હોય તો મે જ્ઞાન બતાવું, અંતર વિણા બજાવું; રૂપચંદ કહે નાથ નિરંજન, જોતિસ્યું જ્યોતિ મિલાવું હો મન્ના. તને કિસિ વિધે સમજાવું. ત૦ ॥ ૫ ॥ ઇતિ સંપૂરણું.

## સીદ્ધનિ સઝાય. ॥ ૨ ॥

શ્રી ગૌતમ પ્રીછા કરે, વિનય કરિ સિસ નમાય હો. પ્રભુજી. અવિચલ થાનિક મેં સુંણ્યો, ક્રિપા કરિ મોય બતાય. પ્રભુજી. ॥૧॥ સિવપૂર નગર સોહાંમણો, આઠ કરમ અલગાં કરી; સારયા આતિમ કાંમ. પ્રભુજી. છુટ્યા સંસારના દૂખથકિ; એને રેહેવાનો કુંણુ ઠાંમ. પ્રભુજી. ॥ ૨ ॥ સી૦ વિર કહે ઉર્દ્ધ લોકમા, મુગતિ શિલા એણુ ઠાંમ હો. ગૌતમ૦ સરગ છ૦વોસને ઉપરે, તેહના બારે નાંમ હો. ગૌતમ ॥૩॥ સી૦ લાખ પિસ્તાલિસ જોયણે, લાંબિ પોહલિ જાણ હો. ગૌતમ૦ આઠ જોજન જાડિ વચે, છેહડે પાતલિ તંત હો. ગૌતમ. ॥૪॥ સી૦ ઉજ્વલ હાર મોતિ તણો, ગાય દૂધ સંખ વખાંણ હો. ગૌતમ૦ એહથી ઉજલિ અતિ ઘણી, સમચૌરસ સંસ્થાન હો. ગૌતમ ॥ ૫ ॥ સી૦ અરજુન સોનામય દીપતિ, ગઠારી મઠારી જાંણુ હો; ગૌતમ૦ ફ્ટિકરતન વચ્ચે નિરમલિ; સુંહાલિ અત્યંત વખાંણુ હો. ગૌંતમ ॥૬॥ સી૦ સીદ્ધ

ચિઠ્ઠા બોલંધી ગયા, અર્ધ રહ્યા છે વિરાજ હો. ગૌતમ૦ અલોકે સું જઈ અડ્યા, સારયાં અંતિમ કાજ હો. ગૌતમ ॥૭॥ સી૦ જિહાં જનમ નહી મરણુ નહિ, નહિ જરા નહિ રોગ હો. ગૌતમ૦ શત્રુ નહિ મિત્ર નહિ, નહિ સંયોગ વિયોગ હો. ગૌતમ ॥૮॥ સી૦ ભૂખ નહિ ત્રિષા નહિ, નહિ હરખ નહિ શોક હો. ગૌતમ૦ કર્મ નહિ કાયા નહિ, નહિ વિષયા રસ ભોગ હો. ગૌતમ ॥ ૯ ॥ સી૦ શબ્દ રૂપ રસ ગંધ નહિ, નહિ ફરસ નહિ વેદ હો. ગૌતમ૦ બોલે નહિ ચાલે નહિ, મૌન જિહા નહિ ખેદ હો. ગૌતમ ॥૧૦॥ સી૦ ગાંમ નગર તિહાં કો નહિ, નહિ વસ્તિ નહી ઉજાડ હો. ગૌતમ૦ કાલ સુગાલ વરતે નહિ, નહિ રાત દિવસ તિથી વાર હો. ગૌતમ ॥૧૧॥ સી૦ રાજા નહી પરજા નહિ, નહિ ઠાકોર નહિ દાસ હો. ગૌતમ૦ મુગતિમાં ગુરૂ ચેલા નહિ, નહિ લહોડ વડાઇ તાસ હો. ગૌતમ ॥૧૨॥ સી૦ અનોપમ સુખમા ઝીલિ રહ્યા, અરૂપિ જ્યોતી પ્રકાસ હો. ગૌતમ૦ સગલાને સુખ સારીખુ, સહુકોને અવીચલ વાસ હો. ગૌતમ ॥૧૩॥ સી૦ કેવલજ્ઞાંન સહિત છે, કેવલ દરિસણુ પાસ હો. ગૌતમ૦ ખાઇક સમકિત દિપતો, કદિય ન હોવે ઉદાસ હો. ગાતમ ॥૧૪॥ સી૦ અનંત સિદ્ધ મુગતિ ગયા, ફેર અનંતા જાય હો. ગૌતમ૦ ઓર જગ્યા રૂંધે નહિ, જોતિમા જ્યોતિ સમાય હો. ગૌતમ ॥૧૫॥ સી૦ એ અર્થરૂપી સીદ્ધ કોઈ

ઓલખે, આંણી મન વૈરાગ્ય હો. ગૌતમ૦ સિવ સુંદરી વેગે વરે, નય પામે સુખ અથાગ હો. ગૌતમ, સીવ પૂરન ગરસોહામણું ॥ ૧૬ ॥ ઇતિ સીદ્ધની સઝાય સંપૂર્ણઃ ॥

## અથ શ્રી બીજની સાઝાય.

બીજ તણે દિન દાખવુંરે, દુવિધે ધર્મ પ્રકાર, પંચ મહાવ્રત સાધુનેરે; શ્રાવકના વ્રત બારરે, પ્રાણી ધર્મ કરો સહુ કોય. ॥૧॥ પ્રાણાતિપાત વ્રત જે કહ્યુંરે, જાવ જીવ તે જાંણ; બીજુ મૃષાવાદ જાણીયેરે, મોટું તેહ વખાણરે. પ્રાણી. ॥ ૨ ॥ જાવ જીવ ત્રીજું વલીરે, નામે અદત્તાદાન, ચોથું વ્રત ઘણું પાલતાંરે, જગમાં વાંધે માનરે. પ્રાણી. ॥૩॥ નવવિધ પારગ્રહ છાંડતાંરે, પાંચમી ગતી સુભ ઠામ; વ્રત સુદ્ધાંયે પાલતાંરે, અણુગારી કહ્યા નામરે. પ્રાણી. ॥ ૪ ॥ પાંચે વ્રત પાલે સદારે, સાધુના એહ આચાર; પડિક્કમણા બેઉ ટંકનારે, રાખે ધર્મશું પ્યારરે. પ્રાણી. ॥ ૫ ॥ એહવા વ્રત પાલે સદારે, ગ્રંથ તણે અનુસાર, આરાધક એહને કહ્યોરે, તે પામે ભવ પારરે. પ્રાણી. ॥ ૬ ॥ મિથ્યામાં ભૂલો ભમ્યોરે, એહ અનાદિનોજીવ; સાર ધર્મ નવિ ઓળખ્યોરે, જેહથી મોક્ષ સદૈ. પ્રાણી. ॥ ૭ ॥ આરત છાંડી આત્મારે, કરો સુમતિ ગુપતિ સ્સું પ્રીત; આઠે મદ દૂરે તજીરે, કરો ધર્મ સુવિનીતરે. પ્રાણી. ॥૮॥ પાલો જિનની આંણનેરે, જે

ચાહો સીવરાજ; શ્રી વિજયરત્ન સુરિંદનારે, દેવના સર્યા સવિ કાજરે, પ્રાંણી ધર્મ કરો સહુ કોય. ॥૯॥ સંપૂર્ણમ્ ॥

## પાંચ મહાવ્રતમાં પહેલાવ્રતની સઝાય.

કપુર હોઇ અતિ ઉજલો રે ॥ એ દેશી ॥

સકલ મનોરથ પુરવે રે, સંખેશ્વરો જિનરાય, તેહતણા સુપસાયથીરે, કરૂં પંચ મહાવ્રત સઝાયરે. ॥ ૧ ॥ મુનીજન એહ પેહલુ વ્રતસાર, એહથી લહીએ ભવનો પાર રે. ॥ મુ૦॥ એ પેહેલુ વ્રત સાર॥ પ્રાણાતિ પાત વિરમણ કહ્યું રે, પેહલુ વ્રત સુવિચાર, ત્રસ થાવર બેહૂં જીવનિરે રક્ષા કરે અણગારરે. ॥ ૨ ॥ મુ, પ્રાણાતિપાત કરે નહિરે, ન કરાવે કોઇને પાસ, કરતાં અનુમોદે નહિ રે, તેહનો સુ ગતીમાં વાસરે. ॥ ૩ ॥ મુ, જયણાએ મુની ચાલતાંરે, જયણાએ બેસંત, જયણાએ ઉભારહેરે, જયણાએ સુવંતરે ॥૪॥ મુ. જયણાએ ભોજન કરેરે, જયણાએ બોલંત, પાપ કરમ બાંધે નહિ રે, તે મુની મોટા મહંતરે. ॥ ૫ ॥ મુ, પાંચે વ્રતની ભાવનારે, જે ભાવે રૂષીરાય, કાંતીવિજય મુની તેહનારે પ્રેમે પ્રણમે પાયરે ॥ ૬ ॥ મુ.

## બીજાવ્રતની સઝાય.

### ॥ ઢાલ ॥ ભોલોડા હંસારે વીષય ન રાચીએ ॥ એ દેશી ॥

અસત્ય વચન મુખથી નવિબોલીએ, જિમનાવેરે સં-તાપ॥ મહાવ્રત બીજેરે જીનવર ઇમ ભણે, મૃષા સમો નહિ પાપ, ॥૧॥ અ૦॥ખારા જલથીરે તૃષી ન પાંમિએ, તિમ ખોટાની રે વાત, સુણતા સાતારે કિમહી ન ઉપજે, વલી હોએ ધર્મનો ઘાત ॥૨॥ અ૦ ॥ અસત્ય વચનથીરે વયરપરંપરા, કોય ન કરે વીસવાસ, સાચા માણુસ સાથે ગોઠડી, મુઝ મન કરવાનિ આસ. ॥ ૩ અ૦ ॥ સાચા નરને સહુ આ-દર કરે, લોક ભણે જસ વાદ, ખોટા માણુસ સાથે ગોઠડી, પગ પગ હોએ વીખવાદ. ॥૪॥ અ૦ પાલી ન સકેરે ધર્મ વીતરાગનો, કરમ તણે અનુંસાર, કાંતિ વિજય કહે તેહ પ્રસંસીએ, કહે જે શુદ્ધ આચાર. ॥ ૫ ॥ અ૦ ॥ ઇતિ.

## ત્રીજા વૃતની સઝાય.

### ચંદનમલીયાગીરી તણું એ દેશી.

ત્રીજુ મહાવ્રત સાંભલો, જે અદત્તાદાંન, દ્રવ્યક્ષેત્ર કાલ ભાવથી, ત્રીવીધેએ પચ્ચખાંણુ, તે મુનીવર તારે તરે. ॥૧॥ નહિ લોભનો લેસ, કરમ ક્ષય કરવા ભણી, પેહરયો સાધુનો વેસ તે ॥૨॥ ગાંમ નગર પુર વિચરતાં, ત્રિણા માત્રજ સાર,

સાધુ હોય તે નવિ લીયે, અણુ આપ્યું લગાર તે. ॥૩॥ ચોરી કરતાં ઇહ ભવે, વધ બંધન પામંત, રૈરવ તે નરકે પડે, ઈમ શાસ્ત્ર બોલંત તે. ॥૪॥ પરધન લેતાં પર તણાં, લીદ્ધા બાહ્ય પરાંણ, પરધન પરનારિ તજે, તેહનાં કરૂરે વખાંણ ॥૫॥ તે. ત્રીજું મહાવ્રત પાલતાં, મોક્ષ ગયા કેઈ કોડિ, કાંતિવિજય મુની તેહના, પાય નમે કર જોડિ, તે. ॥૬॥ ઇતિ.

## ॥ ચોથા મહાવ્રતની સઝાય. ॥

### સુમતિ જિણેસર સાહિબ સાંભલો એ દેશી.

સરસતિ કેરારે ચરણકમલ નમિ, મહાવૃત ચોથૂરે સાર ॥ કેહસૂં ભાવેરે ભવીયણ સાંભલો, સુણતાં જયજયકાર ॥ ૧ ॥ એહવા મુનીવરને પાએ નમુ, પાલે સીયલ ઉદાર॥ અઢાર સહ સસીલાંગરથના ધણી, ઉતારે ભવપાર ॥ ૨ ॥ એ૦ ચોથા વૃતનેરે સમુદ્રની ઉપમા, બિજાનદિય સમાંન॥ ઉત્તરાધ્યયને રે તે બત્રીસમેં, ભાખે જીન વર્ધમાન ॥ ૩ ॥ એહ૦ કોસ્યા મંદિરે ચોમાસો રહ્યાં, ન ચલ્યો સીયલે લગાર॥ તે થૂલીભદ્રનેરે જાઉ ભામણે, નમો નમો રે સો સો વાર॥ ૪ ॥ એ૦ સીતા દેખીરે રાવણ મોહિયો, કિદ્ધા કોડ ઉપાય ॥ સીતા માતારે સીલે નવીચલ્યાં, જગમાં સહૂ ગુણ ગાય ॥ ૫ ॥ એ૦ સીયલ વીહૂણારે માણુસ કુટરા, જેહવાં આવલ પુલ સીયલ ગુણે કરિ જે સોહાંમણાં, તે માંણુસ બહૂ મૂલ ॥ ૬ ॥

એ૦ નીત ઉઠીનેરે તે સમરણ કરૂં, જેણે જગ જીત્યોરે કાંમ ॥ વ્રત લેઇને પાલે નહી, તેહનું ન લીજે રે નામ ॥ ૭ ॥ એ૦ દસમા અંગમાંરે સીયલ વખાણીઓ, સકલ ધર્મનું રે સાર ॥ કાંતિ વિજય મુનીવર ઇમ ભણે, સીયલ પાલો નરનાર ॥ ૮ ॥ એ૦

## પાંચમા મહાવ્રતની સઝાય.

હવે રાય શેઠ બિહુજણાં ॥ એ દેશી ॥

આજ મનોરથ અતિઘણું, માહાવ્રત ગાવા પંચમાતણું; તિહાં સર્વ થકિ પરિગ્રહ તજીએ, જેહને સંજમ રમણિ અતી ભજીએ ॥ ૧ ॥ આ૦ જેહથી સંજમ યાત્રાનીર વહિએ, તે તો પરીગ્રહમાંહિં નવી કહિએ; જે ઉપરે મુનિ ઇછા હોયે ઘણિ, તેહને પરિગ્રહ ભાખે જગધણી. ॥ ૨ ॥ આ૦ જે ત્રષ્ણા તરૂણી સ્યું મોહિયા, તીણે વીસે વીખા ષોહીયા; તૃષ્ણા તરૂણી જસ ઘર બાલા, તે જગ સગલાના ઉસીયાલા. ॥૩॥ આ૦ તૃષ્ણા તરૂણી જિણે પરિહરી, તિણે સંજમ શ્રી પોતે વરી; સંયમ રંમણી જસ ઘર પટરાંણી, તેહને પાય નમેં ઇંદ્રઇંદ્રાણી. ॥૪॥ આ૦ સંજમ રાણી સ્યું જેહ રાતા, તેહને ઇહ ભવ પરભવ સુખસાતા; પાંચેવ્રતની ભાવના કહી, તે આચારંગ સુત્રે લહી. ॥૫॥ આ૦ શ્રીકિર્ત્તિવિજય ઉવઝાય તણો, જગ માંહે જસ મહિમા ઘણો; તેહનો શીષ્ય કાંતિવિજય કહેં, એહ સઝાય ભણે તે સુખ લહે ॥૬॥ આ૦ ઇતિ.

## ॥ અથ શ્રી છઠાવ્રતની સઝાય પ્રારંભ. ॥

સકલ ધર્મનું સાર તે કહિયે રે, મનવંછીત સુખ જેહથી લહિયે રે, રાત્રી ભોજનનો પરીહાર રે, એ છઠું વ્રત જગમાં સાર રે. ॥ ૧ ॥ મુનિજન ભાવે એ વ્રત પાલો રે, રાત્રી ભોજન ત્રીવીધે ટાલો રે, દ્રવ્ય થકી જે ચાર આહાર રે; રાત્રે ન લીએ તે અણગાર રે, રાત્રી ભોજન કરતા નિરધાર રે; ઘણા જીવનો થાય સંહાર રે. મુનિ૦ ॥ ૨ ॥ દેવ પુજા નવીસુજે સ્નાન રે, સ્નાન વિના કીમખાઈ એધાન રે; પંખી જનાવર કહિયેં જેહરે, રાત્રે ચુણ ન કરે તે હરે; મુનિ૦ ॥ ૩ ॥ મારકંડ રૂષીસર બોલ્યા વાણી રે, રૂધીર સમાન તે સઘલું પાણી રે; અન્ન તે આમીષ સરીખું જાણો રે, દીનાનાથ જબ થયેરાણો રે. મુનિ૦ ॥૪॥ સાબર સુયર ઘુવડકાગરે, મંઝાર વિછુને વલી નાગ રે; રાત્રી ભોજનથી એ અવતાર રે, સીવ શાસ્ત્રમાં એસો વિચાર રે, મુનિજન ભાવે એ વ્રત૦ ॥૫॥ જુંખાધાથી જલોદર થાય રે, કીડી આવે બુદ્ધી પલાય રે; કોલીયાવડો જો ઉદરે આવે રે, કુષ્ટ રોગી તે નર થાવે રે; મુનિજન ભાવે એ વ્રત૦ ॥ ૬ ॥ શ્રી સીદ્ધાજીનાગમમાંહિ રે, રાત્રી ભોજન દોષ ત્યાંહિ રે; કાન્તી વીજય કહે એ વ્રત પાલો રે, જે પાલે તે ધન્ય અવતારો રે; મુનિજન ભાવે એ વ્રત પાલો રે. ॥ ૭ ॥ ઇતિશ્રી છઠા વ્રતની સઝાય ॥ સમાપ્ત ॥

# અથ શ્રી સિપાલની સઝાય.

સરસતિ માત મયા કરો, આપો વચન વિલાસોરે; મયણાસુંદરી સતિ ગાયસું, આણી હૈડે ભાવોરે. ॥૧॥ નવ પદ મહિમા સાંભલો, મનમેં ધરી ઉલાસોરે; મયણાસુંદરી શ્રીપાલનિ, ફલીયો ધરમ ઉદારોરે. નવ૦ ॥૨॥ માલવ દેસ માંહે વલી, ઉજેણી નયરી જામરે; રાજ કરે તિહાં રાજીયો, પુહવી પાલ નરીંદરે. નવ૦ ॥૩॥ રાય તણી મન મોહની, ઘરણી અનોપમ હોયરે, તાસ કુંખે સુતા અવતરી, સુર સુંદરી મયણા જોડરે. નવ૦ ॥૪॥ સુર સુંદરી પંડીત કને, શાસ્ત્ર ભણી મીથ્યાતોરે; મયણાસુંદરો સીદ્ધાંતનો, અરથ લીયો સુવિચારોરે. નવ૦ ॥૫॥ રાય કહે પુત્રી પ્રત્યે, હું તુઠો તુમ જેહરે, વંછીત વર માગો સદા, આપું અનોપમ તેહરે. નવ૦ ॥૬॥ સુરસુંદરી વર માંગીયો, પરણાવી સુચિઠામોરે; મયણાસુંદરી વયણ કહે, કરમ કરે તે હોયોરે. નવ૦ ॥૭॥ કરમે તુમારે આવીયો, વર વરો બેટી જેહરે; તાત આદેસે કરગ્રહિ, વરીયો કુષ્ટી તેહરે. નવ૦ ॥ ૮ ॥ આંબીલનો તપ આદરી, કોઢ અઢાર નિકાલરે; સદ્ગુરૂ આજ્ઞા સીર ધરી, હૂયો રાય શ્રીપાલરે. નવ૦ ॥ ૯ ॥ દેશ દેશાંતર ભમી કરી, આયો તે વર સંતરે, નવ રાણી પરણ્યો ભલી, રાજ્ય પામ્યો મન રંગેરે. નવ૦ ॥૧૦॥ તપ પસાય સુખ સંપદા, પ્રત્યક્ષ સ્વર્ગે પહુતોરે; ઉપસર્ગ સવી દૂરે ટલ્યા,

પાગ્યો સુખ અનંતોરે. નવ૦ ॥ ૧૧ ॥ તપગછ દિનકર ઉ-
ગીયો, શ્રીવીજયસેન સુરીંદોરે; તાસ શીષ વિમલ એમ વિ-
નવે, સતિ નામે આણંદોરે, નવપદ મહિમા સાંભલો. ॥૧૨॥

॥ અથ આંબેલ તપનિ સઝાય લિખ્યતે ॥

ગુરૂ નમતાં ગુણ ઉપજે, બોલે આગમ વાંણ; શ્રીસિ-
પાલને મયણા, સદા એ ગુણ ખાંણ ॥ ૧ ॥ શ્રી મુનિચંદ
મુનીસર ॥ બોલે અવસર જાંણ ॥ એ આંકણી ॥ આંબેલ-
નો તપ વરણવે, નવ પદ નવેરે નિધાંન; કષ્ટ ટલે આસ્યા
ફલે; વાધે વસુધા વાંણ. શ્રી ॥ ૨ ॥ રોગ જાએ રોગિ
તણા, જાએ શોક સંતાપ; વાલા વૃંદ ભેલા મિલે, પુન્ય
વધે ઘટે પાપ. શ્રી ॥ ૩ ॥ ઉજલ આસો સુદ થકિ, તપ
માંડયો તિણે જેહ; પૂરો તપ પૂંનિમલગે, કાંમનિ કંથ
સનેહ. શ્રી ॥ ૪ ॥ ચૈત્ર સુદ સાતમ થકિ. નવ આંબિલ
નિરમાય; એમ એકાસી આંબિલે, એ તપ પૂરો થાય. શ્રી
॥ ૫ ॥ રાજનિ કંટક પાલતો, નવ સત વર્ષ વિલિન;
દેસ વતિપણુ આદરયું, દિપાવ્યો જગ જન. શ્રી ॥ ૬ ॥
ગજરથ સહસતે નવ ભલા, નવ લખ તેજી તોખાર;
નવ કોટી પાયદલ ભલું, નવ નંદન નવ નાર. શ્રી ॥ ૭ ॥
તપ જપ ઉજવિ તે થકિ, લિધુ નવમુ સ્વર્ગ; સુર નરના
સુખ ભોગવિ, નવમે ભવ અપવર્ગ. શ્રી ॥ ૮ ॥ હંસ વિજય
કવિરાયનો, જીમ જલ ઉપર નાવ; આપ તરયા પર તારસે,
મોહન સહજ સ્વભાવ. શ્રી ॥ ૯ ॥ ઇતિ

## ॥ ઇરિયા વહિની સઝાય ॥

ગુરૂ સનમુખ રહિ વિનય વિવેકે ઇરિયા વહિ પડી કમીયેજી; પરભવ આભવ પાતિક હણીયે, ગુણ સેણીયે ચઢીએ, સુત અનુસરીયેજીરે. ॥ ૧ ॥ તરીયેં આ સંસાર પાતિક હરીયેંજીરે, સદગુરૂનેં આધાર પાર ઉતરીયેંજીરે; ષટ્ અક્ષરનો અરથ સુણીનેં જાંણો નિમસ્ત ગહોયલુંજીરે મીછામિ દુક્કડં નિરજુક્તી, ભદ્ર બાહૂ ગુરૂ બોલે સુત ॥૨॥ પુઢવી અપ તેઉવાઉ સાધારણ, તરૂ બાદર સુખ સમજીરે, પત્યેક તરૂ વિગલેંદ્રી પજત્તા, અપજતા અડવીસ સુત. ॥૩॥ હવે પંચેંદ્રી જલચર ખેચર, ઉરપરી ભુજપરી સર્પંજીરે, ગર્ભ સમુછિંમ દસપજત્તા, અપજતાએ વીસ સુત ॥ ૪ ॥ નારકી સાતે પજ્જ અપજ્જ, ચઉદ ભેદ મન ધારોજીરે; કર્મ ભુમી અકર્મ ભુમીના, પન્નર તિસછિચાર સુત ॥ ૫ ॥ છપ્પન અંતર દ્વીપના માણુસ, ગર્ભ સમુચ્છિંમ ભેદજીરે; તે અપજત્તા ગર્ભજ, ત્રણુસેં ત્રણ વલી ભેદ સુત ॥ ૬ ॥ ભુવનપતિ દસદસ તિરી જંભક, પંદર પરમા ધામીજી રે, વ્યંતર સોલને જોતસીદસત્રિણ; કીલ વીષીયા સુર પામિ સુત ॥ ૭ ॥ બાર સ્વર્ગને નવ લોકાંતિક, નવ ગ્રૈવેક પંચ અનુતરજીરે; એ નવાણુ પજ અપજતા, એકસો અઠાણુ સુરનાં સુત. ॥ ૮ ॥ અભીઆ આદેદસપદ સાથે, પાંચસે ત્રેસઠ ગણુતાજીરે; છપ્પનસેને ત્રીસ થયા તે, રાગને દ્વેષે

હણતાં સુત. ॥ ૯ ॥ અગીયાર સહસને બસેસાઠ એ, મન વચ વાયાતિગુણાજીરે; તેત્રીસસેને સાતસે એંસી, તે વલી આગલતિગુણા સુત. ॥ ૧૦ ॥ કરે કરાવેને અનુમોદે, એક લાખ તેરસેં ચાલીસજીરેં; ત્રણ કાલસું ગણતાં તિગલખ ચાર હજારને વિસ સુત. ॥ ૧૧ ॥ કેવલી સીદ્ધ મુનિસુ ગુરૂ આતમ, છ ગુણા લાખ અઢારજીરે; ચોવિસ સહસને એકસો વિસ, સરવાલે અવધાર સુત. ॥ ૧૨ ॥ છઠે વરસે દીક્ષા લીધી, નવમે કેવલ ધારીજીરે; જલ ક્રીડા કરતાં અયમતા, મુનિવરનિ બલીહારી સુત. ॥ ૧૩ ॥ એમ સાધુ શ્રાવક પાતિકટાલી, લહે ભવ પારજીરે; શ્રી સુભવીરનું સાસન વરતે, એકવીસ વરસ હજાર, સુત અનુસરીયેંજી. ॥ ૧૪ ॥ ઈતિ સમાપ્ત ॥

## અથ રીષભદેવજીની સઝાય.

ક્યાંથીરે પ્રભુ અવતરયાં, ક્યાં લીધો અવતારજી; સરવારથ સિદ્ધ વિમાનથી ચવિ, ભરત ક્ષેત્ર અવ અવતારજી, તારોરે દાદા રીષભજી. ॥ ૧ ॥ ચોથ ભલીરે અષાઢનિ, જનની કૂખે અવતારજી; ચૌદ સુપન નિરમલ લહિ, જાગ્યા જનની તેનિવારજી. તારોરે દાદા રીષભજી. ॥ ૨ ॥ ચૈત્ર વદિ આઠમ દીને, જનમ્યા શ્રી ત્રિભોવન નાથજી; છપન દીગ કુમરી મલી, ટાલે શુચીકર્મ તેનીવારજી. તારોરે દાદા રીષભજી. ॥૩॥ ચોસઠ ઈંદ્ર તિહાં આવિયા, નાભિરાયા દર-

બારજી; પ્રભુને લેઇ મેરૂ ગયા, સ્નાત્ર મહોત્સવ કરે તે નીવારજી. તારોરે. ॥૪॥ પ્રભુને સ્નાત્ર મહોત્સવ કરી, લાવ્યા જનનીની પાસજી; અશ્વાપની નીદ્રા હરી કરી, રત્નનો ગેડી દડો મૂકેજી. તારોરે. ॥૫॥ ત્રાસીલાખ પૂરવ ગૃહવાસો વસ્યા, પરણ્યા દોયજ નારીજી; સંસારીક સુખ વિલસી કરી, લેવા સંજમ ભારજી. તારોરે. ॥ ૬ ॥ લોકાંતિક સૂર આવી કરી, વિનવે ત્રીભોવન નાથજી; દાન સંવત્સરી આપીને, લીધો સંજમ ભારજી. તારોરે. ॥૭॥ પંચમહાવ્રત આદરી, ચૈત્ર વદિ અષ્ટમી જાણુજી; ચાર હજાર સાથે સંયમી, ઉપન્યૂં ચોથુ જ્ઞાનજી. તારોરે. ॥૮॥ કર્મ ખપાવી કેવલ લહિ, લોકા લોક પ્રકાશજી; સંશય ટાલી જીવના, લેવા શિવરમણી સારજી. તારોરે. ॥૯॥ ખોટ ખજાને પ્રભુ તારે નથી, દેતાં લાગે શું વારજી; કાજ સરે નિજ દાસના, એ છે આપનો ઉપગારજી. તારોરે. ॥ ૧૦ ॥ ઘરનાને તારયા તેમાં શું કર્યું, સુજસરીખાને તારોજી; કલ્પવૃક્ષ જિહાં ફૂલ્યો, તેમ દાદો દયાલજી. તારોરે. ॥ ૧૧ ॥ ચરણે આવ્યાને પ્રભુ રાખશો, બાહુબલ ભરત નરેસજી; પદ્મવિજય કહે વંદણા, તારો તારો દાદા દયાલજી. તારોરે દાદા રીષભજી. ॥ ૧૨ ॥

## અથ તેર કાઠીયાની સઝાય.

આલસ પહેલોજી કાઠિયો, ધર્મેં ઢીલ કરાય રે, નિવારોજી કાઠિયા તેર દૂરેં કરો; બીજો તે મોહ પુત્ર કલત્રશું,

રંગે રહે લપટાય રે. નિવારોજી. કા૦ ॥૧॥ ત્રીજો તે અ-ચરણ ધર્મમાં, બોલે અવરણ વાદ રે. નિવારોજી. કા૦ ચોથો તે દંભજ કાઠિયો, ન લહે વિનયે સવાદ રે. નિવારોજી કા૦ ॥૨॥ ક્રોધ તે કાઠિયો પાંચમો, રીશે રહે અમલાય રે. નિવારોજી. કા૦ છઠો પ્રમાદ તે કાઠિયો, વ્યસને વિ-ગુતો થાય રે. નિવારોજી. કા૦ ॥૩॥ કૃપણ કાઠિયો સાતમો, ન ગમે દાનની વાત રે. નિવારોજી. કા૦ આઠમો ભયથી નવી સુણે, નરકાદિક અવદાત રે. નિવારોજી. કા૦ ॥ ૪ ॥ નવમો તે શોક નામે કહ્યો, શોકે છાંડે ધર્મ રે. નિવા-રોજી. કા૦ દશમો અજ્ઞાને તે નવિ લહે, ધર્મ અધર્મનો મર્મ રે. નિવારોજી. કા૦ ॥ ૫ ॥ વિકથા નામે અગ્યારમો, લોક વાતે ધરે પ્રીત રે. નિવારોજી. કા૦ કુતુહલ કાઠિયો બારમો, કૌતુક જોવા ધરે ચિત્ત રે. નિવારોજી. કા૦ ॥૬॥ વિષય તે કાઠિયો તેરમો, નારિ સાથે ધરે નેહ રે. નિવા-રોજી. કા૦ શ્રી મહિમા પ્રભસૂરિનો, ભાવ સાધુ ધન તેહ રે. નિવારોજી. કા૦ ॥૭॥ ઇતિ શ્રી તેર કાઠિયાની સઝાય.

## અથ શ્રીઉદયરત્નજી કૃત શીયલની નવવાડ પ્રારંભ.

### દોહા.

શ્રીગુરૂને ચરણે નમી, સમરી શારદ માય;
નવવિધ શીલની વાડનો, ઉત્તમ કહું ઉપાય. ॥૧॥

## ઢાલ પહેલી.

વધાવાની ॥ પહેલોને પાસો હોજી. એ દેશી.

પહેલીને વાડેં હોજી વીર જિનવરેં કહ્યો, સેવો સેવો હો વસ્તિ વિચારીનેં જી; સ્ત્રી પશુ ષડંગ હોજી વાસો વસે જિહાં, તિહાં નવિ રહેવું હો શીલવ્રતધારીનેં જી. ॥ ૨ ॥ જિમ તરૂડાલેં હોજી વસતો વાનરો, મનમાં બીયે રખે ભુંઇ પડું જી; મંજારી દેખી હોજી પિંજરમાંહેથી, પોપટ ચિંતે હો રખે દ્રોટેં ચડું જી. ॥૩॥ જિમ સિંહલંકી હોજી સુંદરી શિર ધરી, જલનું બેડું હો જુગતિશું ચાલવે જી; તિમ મુનિ મનમેં હોજી રાખે ગોપવી, નારીને નિરખી હોજી ચિત્ત નવિ ચાલવે જી. ॥ ૪ ॥ જિહાં હોવે વાસો હોજી સેહેજે મંજારનો, જોખમ લાગે હો મુષકની જાતને જી; તેમ બ્રહ્મચારી હોજી નારીની સંગતેં, હારે હો હારે રે શીયલ સૂધાતનેં જી. ॥૫॥ ત્રટક એમ વાડ વિઘટે વિષય પ્રગટે, શંકા કંખા નીપજે; તીવ્ર કામેં ધાતુ બિગડે, રોગ બહુવિધ ઊપજે; મનમાંહે વિષય વ્યાપે, વિષયશું મન રહે મલી; ઉદય રત્ન કહે તિણે કારણ, નવ વાડ રાખો નિ-રમલી. ॥ ૧ ॥ ઇતિ.

## ઢાલ બીજી.

વિદર્ભદેશ કુંડનપુર નયરી. એ દેશી.

સુરપતિ સેવિત ત્રિભુવન ધણી, અજ્ઞાન તિમિર હર દિનમણિ; શીયલ રત્નનાં જતન તંતે, ભાંખી વાડ બીજી

ભગવંતેં. ॥૧॥ ત્રુટક ॥ ભગવંત ભાખે સંઘ સાખે, શીયલ સુરતરૂ રાખવા; મુક્તિ મહાફલ હેતુ અદ્દભુત, ચારિત્રનો રસ ચાખવા. ॥ ૨ ॥ મીઠે વચનેં માનનીશું, કથા ન કરે કામની; વાડ વિધશું જેહ પાલે, બલિહારી તસ નામની. ॥૩॥ વાત વ્રતને ઘાત કારી, પવન જિમ તરૂપાતનેં; વાત કરતાં વિષય જાગે, તે માટેં તજો એ વાતનેં. ॥૪॥ લીંબુ દેખી દૂરથી જિમ, ખટાશેં દાઢા ગલે; ગગનેં ગજોરવ સુણીનેં, હડકવા જિમ ઉચ્છલે. ॥ ૫ ॥ તિમ બ્રહ્મચારીના ચિત્ત વિણસે, વયણ સુંદરીનાં સુણી; કથા તજો તિણે કારણે, ઈમ પ્રકાશે ત્રિભુવન ધણી. ॥ ૬ ॥

## ॥ ઢાલ ત્રીજી ॥

॥ તટ જમુનાનો રે અતિ રલીયામણો રે ॥ એ દેશી ॥

ત્રીજીનેં વાડેં રે ત્રિભુવન રાજીયો રે. એણી પરેં દીયે ઉપદેશ; આસન છંડોરે સાધુજી નારીનો રે, મુહૂર્ત્ત લગેં સુવિશેષ; હું બલિહારી રે જાઉં તેહની રે ॥ ૧ ॥ ધન્ય ધન્ય તેહના હો માત, શીલ સુરંગી રે રંગાણી રાગશું રે, જેહના સાતે હો ધાત. હું૦ ॥ ૨ ॥ શયનાસનેં રે પાટીનેં પાટલે રે, જીહાં જીહાં બેસે હો નાર; બેઘડી લગે રે તિહાં બેસે નહીં રે, શીલ વ્રત રાખણહાર. હું૦ ॥૩॥ કોહલા કેરી રે ગંધસંયોગથી રે, જેમ જાયે કણુકનો વાક; તિમ અબલાનું રે આસણ સેવતાં રે, વિણસે શિયલ સુપાક. હું૦ ॥ ૪ ॥

## ॥ ઢાલ ચોથી ॥

### હું વારી રંગઢોલણા ॥ એ દેશી ॥

ચોથીને વાડે ચેતજો હો રાજ, ઈમ ભાંખે શ્રીજીન ભૂપ રે, સંવેગી સૂધા સાધુ જી; નયણ કમલ વિકાસીનેં હો રાજ, રખે નિરખો રમણીનું રૂપ રે. સં૦ ॥ ૧ ॥ રૂપ જોતાં રઢ લાગશે હો રાજ, હેલા ઉલ્લસશે અનંગ રે. સં૦ મનમાંહે જાગશે મોહની હો રાજ, ત્યારે હોશે વ્રતનો ભંગ રે. સં૦ ॥ ૨ ॥ દિનકર સાહામું દેખતાં હો રાજ, નયણ ઘટે જીમ તેજ રે. સં૦ તિમ તરૂણી તન પેખતાં હો રાજ, હીણું થાયે શીયલશું હેજ રે. સં૦ ॥ ૩ ॥

## ઢાલ પાંચમી.

### થાંપર વારી મારા સાહિબા કંબલ મત ચાલો ॥ એ દેશી ॥

પંચમી વાડી પરમેસરે, વખાણી હો વારૂ; સાંભલજો શ્રોતા તુમેં, ધર્મી વ્રતધારૂ. ॥ ૧ ॥ કુડ્યાંતર વરકામિની, રમે જીહાં રાગે; સ્વરકંકણાદિકનો સુણી, જીહાં મન્મથ જાગે. ॥ ૨ ॥ તિહાં વસવું બ્રહ્મચારિને, ન કહ્યું વીતરાગે; વાડ ભાંગે શીલ રત્નની, જિહાં લાંછન લાગે ॥ ૩ ॥ અગ્નિ-પાસે જિમ ઓગલે, ભાજનમાંહે ધરિયા; લાખને મીણ જાએ ગલી, ન રહે રસ ભરિયા ॥ ૪ ॥ તિમ હાવ ભાવ નારીતણા, વલી હાંસુંને રૂદના; સાંભલતાં શીયલ વીઘરે, મન વેધે હો મદના ॥ ૫ ॥

## ઢાલ છઠી.

સહીયાં મારા નયણુ સમારે ॥ એ દેશી ॥

છઠ્ઠીને વાડે છયલ છબીલો, ગુણુ રત્નેં ગાઢા ભરયો જી; સિદ્ધારથ ને કુલેં નગીનો, વીર જિણંદ ઇમ ઉચ્ચરયો જી ॥ ૧ ॥ અવતીપણે જે જે આગે, કામ ક્રીડા બહુવિધ કરી જી; વ્રત લેઇનેં વિલસિત પેહેલાં, રખે સંભારો દીલ ધરી જી ॥ ૨ ॥ અગનિ ભારયાં ઊપર પૂલો, મેલે જિમ જ્વાલા વમે જી; વરસ દિવસેં જિમ વિષધરનું, શંકાયેં વિષ સંક્રમે જી. ॥ ૩ ॥ વિષય સુખ જે વિલસિત પેહલાં, તિમ શીયલ વ્રતી સંભારતો જી; વ્યાકુલ થઇનેં શીયલ વિરાધે, પછેં થાય વલિ ઓરતો જી ॥ ૪ ॥

## ઢાલ સાતમી.

ગઢ બુંદીશ વાલા ॥ એ દેશી ॥

સાતમી વાડેં વીર પયંપે, સુણો સંજમના રાગી હો; શીલરથના હો ધોરી; સૂધા સાધુ વેરાગી, મુઝ આણાકારી, બ્રહ્મચારી વિષય રસ ત્યાગી હો. શી૦ ॥ ૧ ॥ સરસ આહાર તે તજજો સહેજેં, વિગય થોડી વાવરજો હો; શી૦ માદક આહારેં મન્મથ જાગે, તે જાણી પરિહરજો હો. શી૦ ॥ ૨ ॥ સન્નિપાતેં જિમ ઘૃત જોગેં, અધિક કરે ઉલાલા હો. શી૦ પાંચે ઇંદ્રિય તિમ રસેં પોરખ્યા, ચારિત્રમાં કરે ચાલા હો. શી૦ ॥ ૩ ॥

## ઢાલ આઠમી.

રાગ મારૂ ગોઠણુ ખોલો કમાડ એ દેશી.

ત્રિશલા સુત હો ત્રિગડે બેસી એમ, આઠમી વાડ વખાણી શીલની જી; અતિમાત્રા હો આહાર તજો અણુગાર, લાલચ રાખો જો સંયમ શીલની જી. ॥ ૧ ॥ અતિઆહારેં હો આવે ઉંઘ અપાર, સ્વપન માંહે હો થાયે શીલ વિરાધના જી; વલી થાયે હો તેણે મહવંત દેહ, સંયમની હો નવી થાયે આરાધના જી. ॥૨॥ જિમ શેરના હો માપમાંહિ દોઢ શેર, ઓરીને ઊપર દીજેં ઢાંકણું જી; ભાંજે તોલડી હો ખીચડી ખેરૂ થાય, તેમ અતિમાત્રાએં વ્રત બિગડે ઘણું જી. ॥ ૩ ॥

## ઢાલ નવમી.

કાય થકે સવારે અથવા ગરબાની દેશી.

નવમી વાડેં નિવારજો રે, સાધુજી શણુગાર; શરીર શોભાએં શોભે નહી રે, અવનીતલેં અણુગાર. ॥૧॥ એમ ઉપદેશે વીરજી રે, મુનિવર ધરજો રે મન્ન; શીખામણુ એ માહરી રે, કરજો શીલ જતન્ન. ॥૨॥ સ્નાન વિલેપન વાસના રે, ઉત્તમ વસ્ત્ર અપાર; તેલ તંબોલ આદેં તજો રે, ઉદ્ભટ વેશ મ ધાર. ॥૩॥ ધોઇને ધરણી ધર્યો રે, જિમ રત્ન હાર્યો કુંભાર; તિમ શીલરત્નને હારશો રે, જો કરશો શણુગાર. ॥ ૪ ॥

## ઢાલ ૧૦ મી.

### ભટીયાણીનો દેશી.

એકસ્ત્રી નારી સાથેં, મારગેં નવિ જાવું હો, વલી વાત વિશેષ ન કીજિયેં; એક સેજેં નર દોય, શીલવંત નવિ સૂવે હો, વલી સહેજેં ગાલ ન દીજિયેં. ાા૧ાા ન સૂવારે નિજ પાસ, સાડા છ વરસની હો કાંઇ, પુત્રીને પણ હેજમાં; સાત વરસ ઉપરાંત, સુતને પણ ન સૂવારે હો, કાંઇ શીલવંતિ તેમ સેજમાં. ાા૨ાા ઓસંગેં નવ લાખ, જીવ પંચેંદ્રિ હણાયે હો, કાંઇ ભગવંતેં ભાંખ્યું ઇસ્યું; અસંખ્યાતા પણ જીવ, સંમૂચ્છિમ પંચેંદ્રિય હણાયે હો, વલી ઘણું કહીએં કિસ્યું. ાા૩ાા ઈમ જાણી નર નાર, શીયલની સદ્દહણા હો, સૂધી દિલમાં ધારજો; એહ દુર્ગતિનું મૂલ, અબ્રહ્મસેવામાંહિ હો, જાતાં દિલને વારજો ાા ૪ ાા તપગચ્છ ગયણ દિણંદ, મન વંછિત ફલ દાતા હો, શ્રી હીરરત્નસૂરીશ્વરુ; પામી તાસ પસાય, વાડો એમ વખાણી હો, શીયલની મનોહરૂ. ાા૫ાા ખંભાત રહી ચોમાસ, સત્તરશેં ત્રેશઠેં હો, શ્રાવણ વદિ બીજ બુધેં ભણે; ઉદયરત્ન કહે કર જોડ, શિયલવંત નર નારી હો, તેહનેં જાઉં ભામણે. ાા૬ાા ઈતિ શ્રીશીલની નવવાડનો સઝાય સંપૂર્ણ.



## અથ અરણિક મુનિની સઝાય.

અરણિક મુનિવર ચાલ્યા ગોચરી, તડકે દાજે શીશો
, પાય અણુવાણે રે વેલૂ પરજલે, તનુ સુકુમાલ મુનીશો
જી. અરણિ૦ ॥૧॥ મુખ કરમાણું રે માલતી ફુલ જ્યું,
ઉભો ગોખની હેઠોજી; ખરેરે બપોરેં રે દીઠો એકલો,
મોહી માનની દેઠો જી. અરણિ૦ ॥ ૨ ॥ વયણ રંગીલી રે
નયણેં વેધિયો, રુષિ થંભ્યો તેણેં ઠાણો જી; દાસીને કહે
જારે ઉતાવલી, એ રુષિ તેડી આણો જી. અરણિ૦ ॥ ૩ ॥
પાવન કીજેં રે રૂષિ ઘર આંગણું, વહોરો મોદક સારો જી;
નવયૌવનવય કાયા કાં દહો, સફલ કરો અવતારો જી. અ-
રણિ૦ ॥ ૪ ॥ ચંદ્રાવદની રે ચારિત્ર ચૂકવ્યું, સુખ વિલસે
દિન રાતો જી; એકદિન રમતાંરે ગોખેં સોગઠે, તવ દીઠી
નિજ માતો જી. અરણિ૦ ॥૫॥ અરણિક અરણિક કરતી
મા ફિરે, ગલિયેં ગલિયેં મજારો જી; કહો કેણેં દીઠો રે
મહારો અરણિકો, પૂછે લોક હજારો જી. અરણિ૦ ॥ ૬ ॥
હું કાયરછું રે મારી માવડી, ચારિત્ર ખાંડાની ધારો જી.
ધિગ્ધિગ્ વિષયા રે માહરા જીવને, મેં કીધો અવિચારો
જી; અરણિ૦ ॥૭॥ ઉતર્યો તિહાંથી રે જનની પાય પડ્યો,
મનશું લાજ્યો તિવારો જી; વચ્છ તુજ ન ઘટે રે ચારિત્ર
ચૂકવું, જેહથી શિવસુખ સારો જી. અરણિ૦ ॥ ૮ ॥ એમ
સમજાવી રે પાછો વાલીયો, આણ્યો ગુરૂને પાસો જી; સ

ગુરૂ દીએ રે શીખ ભલી પરેં, વૈરાગેં મન ભાસ્યો જી; અરણિ૦ ॥૯॥ અગ્નિ ધખંતી રે શિલા ઊપરેં, અરણિકેં અણુસણ કીધો જી; રૂપવિજય કહે ધન્ય તે મુનિવરૂ, જિણેં મનવંછિત લીધો જી. અરણિ૦ ॥ ૧૦ ॥

## અથ મેઘકુમારની સઝાય પ્રારંભ.

ધારિણી મનાવે રે મેઘકુમારને રે, તું મુઝ એકજ પૂત; તુઝ વિણ સુનાં રે મંદિર માલિયાં રે, રાખો રાખો ઘર તણાં સૂત. ધારિણી૦ ॥૧॥ તુઝને પરણાવું રે આઠ કુમારિકા રે, સુંદર અતિ સુકુમાલ; મલપતિ ચાલે રે વન જેમ હાથણી રે, નયણ વયણ સુવિશાલ. ધારિણી૦ ॥ ૨ ॥ મુઝ મન આશા રે પુત્ર હતી ઘણી રે, રમાડીશ વહૂનાં રે બાલ; દૈવ અટારો રે દેખી નવિ શકયો રે, ઉપાયો એહ જંજાલ. ધારિણી૦ ॥ ૩ ॥ ધણ કણ કંચન રે રૂદ્ધિ ઘણી અછે રે, ભોગવો ભોગ સંસાર; છતી રૂદ્ધિ વિલસો રે જાયા ઘર આપણે રે, પછેં લેજો સંયમ ભાર. ધારિણી૦ ॥૪॥ મેઘકુમારેં રે માતા પ્રત્યેં બૂઝવી રે, દીક્ષા લીધી વીરજીની પાસ; પ્રીતિ વિમલરે ઇણિ પરેં ઉચ્ચરે રે, પોહોતી મહારા મનહાની આશ. ધારિણી૦ ॥ ૫ ॥ ઇતિ.

## અથ શ્રી શાંતિનાથનો દશમોભવમેઘરથ રાજાનો સઝાય પ્રારંભ.

દશમેં ભવેં શ્રીશાંતિજી, મેઘરથ જીવડો રાય; રૂડા રાજા.

પોસહ શાલામાં એકલા, પોસહ લીયો મન ભાય; રૂડા રાજા. ધન્ય ધન્ય મેઘરથ રાય જી, જીવદયા ગુણ ખાણ; ધર્મી રાજા. ધન્ય૦ ॥ ૧ ॥ એ આંકણી. ઇશાનાધિપ ઇંદ્રજી, વખાણ્યો મેઘરથ રાય; રૂડા રાજા. ધર્મે ચલાવ્યો નવિ ચલે, અહાસુર દેવતા આય; રૂડા રાજા. ધન્ય૦ ॥ ૨ ॥ પારેવું સીંચાણા મુખેં અવતરી, પડીયું પારેવું ખોલા માંહે; રૂડા રાજા. રાખ રાખ મુજ રાજવી, મુજને સીંચાણો ખાહે; રૂડા રાજા. ધન્ય૦ ॥૩॥ સીંચાણો કહે સુણો રાજીયા, એ છે મહારો આહાર; રૂડા રાજા. મેઘરથ કહે સુણ પંખીયાં, હિંસાથી નરક અવતાર; રૂડા પંખી. ધન્ય૦ ॥૪॥ શરણે આવ્યું રે પારેવડું, નહીં આપું નિરધાર; રૂડા પંખી. માટી મગાવી તુજને દીઉં, તેહનું તું કર આહાર; રૂડા પંખી. ધન્ય૦ ॥૫॥ માટી ખપે મુજ એહની, કાં વલી તાહરી દેહ; રૂડા રાજા. જીવદયા મેઘરથ વસી, સત્ય ન મેલે ધર્મી તેહ; રૂડા રાજા. ધન્ય૦ ॥૬॥ કાતી લેઇ પિંડ કાપીનેં, લે મંસ તું સીંચાણ; રૂડા પંખી. ત્રાજુયેં તોલાવી મુજને દીઓ, એ પારેવા પ્રમાણ; રૂડા રાજા. ધન્ય૦ ॥૭॥ ત્રાજુઓ મગાવી મેઘરથ રાયજી, કાપી કાપી મૂકે છે મંસ; રૂડા રાજા. દેવમાયા ધારણ સમી, નાવે એકણ અંશ; રૂડા રાજા. ધન્ય૦ ॥૮॥ ભાઇ સુત રાણી વલ વલે, હાથ ઝાલી કહે તેહ; ઘેલા રાજા. એક પારેવાને કારણે, શું કાપોછો દેહ; ઘેલા રાજા.

ધન્ય૦ ॥ ૯ ॥ મહાજન લોક વારે સહૂ, મ કરો એવડી વાત; રૂડા રાજા. મેઘરથ કહે ધર્મ ફલ ભલાં, જીવદયા મુજ ઘાત; રૂડા રાજા. ધન્ય૦ ॥૧૦॥ ત્રાજુયેં બેઠા રાજવી. જે ભાવે તે ખાય; રૂડા પંખી. જીવથી પારેવો અધિકો ગણ્યો, ધન્ય પિતા તુજ માય; રૂડા રાજા. ધન્ય૦ ॥ ૧૧ ॥ ચડતે પરિણામે રાજવી, સુર પ્રગટયો તિહાં આય; રૂડા રાજા. ખમાવે બહુ વિધેં કરી, લલી લલી લાગે છે પાય; રૂડા રાજા. ધન્ય૦ ॥૧૨॥ ઈંદ્ર પ્રશંસા તાહારી કરી, તેહવો તું છો રાય; રૂડા રાજા. મેઘરથ કાયા સાજી કરી, સુર પોહોતો નિજ ઠાય; રૂડા રાજા. ધન્ય૦ ॥ ૧૩ ॥ સંયમ લીયો મેઘરથ રાયજી, લાખ પૂરવનું આય; રૂડા રાજા. વીશસ્થાનક વિધેં સેવિયાં, તીર્થંકર ગોત્ર બંધાય; રૂડા રાજા. ધન્ય૦ ॥૧૪॥ ઈગ્યારમે ભવેં શ્રીશાંતિજી, પોહોતા સરવારથ સિદ્ધ; રૂડા રાજા. તેત્રીસ સાગર આઉખું, સુખ વિલસે સુર રિદ્ધ; રૂડા રાજા. ધન્ય૦ ॥૧૫॥ એક પારેવા દયાથકી, બે પદવી પામ્યા નરિંદ; રૂડા રાજા. પાંચમાં ચક્રવર્ત્તિ જાણિયેં, શોલમા શાંતિજિણંદ; રૂડા રાજા. ધન્ય૦ ॥ ૧૬ ॥ બારમે ભવેં શ્રીશાંતિજી, અચિરા કૂખેં અવતાર; રૂડા રાજા. દીક્ષા લેઇને કેવલ વર્યા, પહોતા મુગતિ મોઝાર; રૂડા રાજા. ॥ ૧૭ ॥ ત્રીજે ભવે શિવસુખ લહ્યો, પામ્યા અનંતુ જ્ઞાન; રૂડારાજા. તીર્થંકરપદવી લહી, લાખ વર્ષ આયુ જાણ; રૂડારાજા. ધન્ય૦

॥૧૮॥ દયાથકી નવનિધિ હોવે, દયા તે સુખની ખાણ; રૂડા રાજા. ભવ અનંતની એ સગી, દયા તે માતા જાણ; રૂડા રાજા. ધન્ય૦ ॥૧૯॥ ગજભવે શશલો રાખિયો, મેઘકુમાર ગુણ જાણ; રૂડા રાજા. શ્રેણિકરાય સુત સુખ લહ્યાં, પોહાતા અનુત્તર વિમાન; રૂડા રાજા. ધન્ય૦ ॥૨૦॥ એમ જાણી દયા પાલજો, મનમાંહે કરૂણા આણ; રૂડા રાજા. સમયસુંદર એમ વીનવે, દયાથી સુખ નિરવાણ; રૂડા રાજા. ધન્ય૦ ॥ ૨૧ ॥ ઇતિ.

## અથ શ્રીપરમકૃપાલજીકૃત ચઉગતીવેલની સઝાય પ્રારંભ.

વર્દ્ધમાન જિન વીનવું, સહિબ સાહસ ધીરોજી; તુમ દરિસણ વિણ હું ભમ્યો, ચિહુંગતિમાં વડ વીરોજી ॥૧॥ પ્રભુ નરકતણાં દુખ દોહિલાં, મેં સહ્યાં કાલ અનંતો જી; સોર કિયાં નવિ કો સુણે, એક વિના ભગવંતો જી. પ્ર૦ ॥ ૨ ॥ પાપ કરીનેં પ્રાણીયો, પોહોતો નરક મઝારો જી; કઠિણ કુભાષા સાંભલી, નયણ શ્રવણ દુખકારો જી. પ્ર૦ ॥ ૩ ॥ સીતલ યોનેં ઉપજે, રહવે વધતે ઠામો જી; જાનું પ્રમાણ રૂધિરના, કીચકહ્યાં બહુ તામો જી. પ્ર૦ ॥ ૪ ॥ તવ મનમાંહે ચિંતવે, જાઇયેં કિણિ દેશેં નાસો જી; પરવશ પડિયો પ્રાણીયો, કરતો કોડી વિખાસો જી. પ્ર૦ ॥૫॥

ચંદ્ર ન ત્યાં સૂરજ ન ત્યાં, ઘોરઘટા અંધકારોજી; થાનક અતિ અસુહામણા, ફરસ જિસ્યો ખુરધારો જી. પ્ર૦ ॥ ૬ ॥ નવો નરકમાં ઉપજે, જાણે અસુર તિવારો જી; કોપ કરી આવે તિહાં, હાથ ધર્યાં હથિયારો જી. પ્ર૦ ॥ ૭ ॥ કરિય કતરણી દેહના, કરતાં ખંડો ખંડ જી; રીવ અતીવ કરે બહુ; પામે દુઃખ પ્રચંડો જી. પ્ર૦ ॥ ૮ ॥

## ॥ ઢાલ બીજી વૈરાગી થયો ॥ એ દેશી ॥

ભાંજે કાયા ભાંજતો રે, મારે હેંચામાંય; ઉંધે માથે અગની દેઈ રે, ઉંચા બાંધે પાયો રે. ॥ ૧ ॥ જિનજી સાંભલો, કડુઆ કરમ વિપાકો રે. જી૦ વૈતરણી તટિનીતણાં રે, જલમાં નાખે પાસ; કરીય કુહાડો તરૂપરે રે, છેદે અધિક ઉલાસો રે. જિ૦ ॥ ૨ ॥ ઉંચા જોયણ પાંચસેં રે, ઉછાલે આકાશ; સ્વાનરુપે કરડે તિહાં રે, મૃગ જિમ પાડે પાસરે. જિ૦ ॥ ૩ ॥ પનરે ભેદે સુર મિલી રે, કરવત દીયે રે કપાલ; આરોપિ શૂલી શિરે રે, ભાંજે જિમ તરૂ ડાલો રે. જિ૦ ॥ ૪ ॥ બોલે તાતા તેલમાં રે, તલી કરી કાઢે તામ; વલી ભોભરમાં ક્ષેપવે રે, વિરૂઆ તાસ વિરામો રે. જિ૦ ॥ ૫ ॥ ખાલ ઉતારે તેહની રે, આમીષ દીયે આહાર; બહુ અરડાટ તે પાડતા રે, તન વિચ ઘાલે ખારો રે. જિ૦ ॥ ૬ ॥

## ॥ ઢાલ ત્રીજી રાગ મારૂ ॥

તાપ કારી તે ભૂમીકા રે, વનસુશીતલજાણ; આવી બેસે તરૂઅર છાંહડે રે, પડતાં ભાંજે પ્રાણ. ॥ ૧ ॥ ચતુર મ રાચજો રે, વિરૂઆ વિષય વિલાસ; ચ૦ સુખ થોડાં દુઃખ બહુલાં જેહથી રે, લહીયેં નરકનિવાસ. ચ૦ ॥ ૨ ॥ કુંભી માંહે પાક કરી તસ દેહના રે, તિલજિમ ઘાણી માહિં; પીલિ પીલિને રસ કાઢે તેહના રે, મહિર ન આવે કાંહિં ચ૦ ॥૩॥ નાઠા જાએ ત્રીજી નરકલો રે, મન ધરતાં તપ-શાંત; પછી પરમાધરમી સુર મિલે રે, જેહવા કાલ કૃતાંત. ચ૦ ॥ ૪ ॥ ખાલ ઉતારે તેહની ખંતશું રે, ખાર ભરે તસ દેહ; પૂરાની પેરેં તે ટલવલે રે, મેહેર ન આવે કેહ. ચ૦ ॥ ૫ ॥ દાંતાં વિચ દે દસ આંગુલી જી, ફિરિ ફિરિ લાગે પાય; વેદન સહતાં કાલ થયો ઘણુ જી, હવે એ સહિઅ ન જાય. ચ૦ ૬ ॥ જિહાં જાયે તિહાં ઉઠે મારવા રે, કોઇ ન પૂછે સાર; દુખભરી રોવે દાનસે ન કરયો રે, નિપટ થઇ નિરાધાર. ચ૦ ॥ ૭ ॥

## ॥ ઢાલ ચોથી ॥ રે જીવ ધરમ ન કીધલો ॥ એ દેશી ॥

પરમા ધામી સુર કહે, સાંભલ તું ભાઈ; કેહા દોષ અમારડા, નિજ દેખ કમાઈ. પ૦ ॥ ૧ ॥ પાપકરમ કીધાં ઘણાં, બહુજીવ વિણાસ્યા; પીડ ન જાણી પરતણી, કૂડાં સુખ

ભાગ્યા. ૫૦ ॥ ૨ ॥ ચોરી લીધાં ધન પારકાં, સેવી પરનાર; આરંભ કામ કીયાં ઘણાં, પરિગ્રહ નહીં પાર. ૫૦ ॥ ૩ ॥ નિસિ ભોજન કીધાં ઘણાં, બહુ જીવસંહાર; અભક્ષ્ય અથાણાં આચર્યાં, પાતિક નહી પાર. ૫૦ ॥ ૪ ॥ માતપિતા ગુરૂ ઓલંઘ્યા, કીધા ક્રોધ અપાર; માન માયા લોભ મન ધર્યાં, મતિહીણ ગમાર. ૫૦ ॥ ૫ ॥

## ॥ ઢાલ પાંચમી ॥

એમ કહી સુરવેદનાએ, ચલાવે ઉદીરે તેહિતો; સિલાકંટાલા વજ્ર તણા એ, તિહાં પછાડે સોહિતો. ॥ ૧ ॥ તરશાવસેં તાતો તરૂ એ, મુખમાં ઘાલે તામતો; અગનિવરણે પૂતલી એ, આલિંગન દે જામતો. ॥ ૨ ॥ સચલવદન કીડા વહે એ, જીભ કરે શતખંડ તો; એ ફલ નિસિભોજન તણા એ, જાણો પાસ એ દંડતો. ॥ ૩ ॥ અતિ ઉંનો અતિ આકરો એ, આણે તાતો નીરતો; તે ઘાલેં તસ આંખમે એ, કાંને ભરે કથીરતો. ॥ ૪ ॥ કાલા અધિક બિહામણાં એ, વલી નિરધારા પ્રાણ તો. ॥ ૫ ॥

## ॥ ઢાલ છઠી ॥

એણિપેરેં બહુ વેદન સહી ચિત્ત ચેતોરે; વસતો નરકમઝાર; ચિત્ત૦ જ્ઞાની વિણ જાણે ન કો, ચિ૦ કહેતાં નાવે પાર. ચિ૦ ॥ ૧ ॥ દશદ્રષ્ટાંતે દોહિલો, ચિ૦ લીધો નરભવ-

સાર; ચિ૦ પામ્યો એલેમ હારજો, ચિ૦ કરજયો એહ વિચાર. ચિ૦ ॥ ૨ ॥ સૂધો સંયમ આદરો, ચિ૦ ટાલો વિષયવિકાર; ચિ૦ પાંચે ઇંદ્રી વસકરો, ચિ૦ જિમ હોયે છુટકબાર. ચિ૦ ॥ ૩ ॥ નિદ્રા વિકથા પરિહરો, ચિ૦ આરાધો જિનધર્મ; ચિ૦ સમકિત રતન હિયે ધરો, ચિ૦ ભાજે મિથ્યા ભર્મ. ચિ૦ ॥ ૪ ॥ વીર જિણંદ પસાઉલે, ચિ૦ અહ્નાપુર નગર મઝાર; ચિ૦ સ્તવન રચ્યો રલીયામણો, ચિ૦ પરમ કૃપાલ ઉદાર. ॥ ૫ ॥ ઇતિ ચઉગતીવેલનો સ્વાધ્યાય સમાપ્ત.

## અથ માંકડની સઝાય પ્રારંભ.

માંકડનો ચટકો દોહિલો, કેહને નાવે લાગે સોહિલો રે; માંકડ મૂછાલો. એતો નિર્લજજને નહી કાન, એહને હીયડે નહીં શાન રે. માં૦ ॥ ૧ ॥ એતો પાટ પલંગમા આવે, ચટકો દેઇ છાનો જાવે રે; માં૦ રાતેં રાણો થઇને ફરતો, રાજા રાણીથી નવિ ડરતો રે. માં૦ ॥ ૨ ॥ એતો ચરણા ચીર છોડાવે, નર નારીની નિંદ ગમાવે રે; માં૦ ગિરૂઆ ગુણસાગર સાધ, તેહની તુમેં રાખજો લાજ રે. માં૦ ॥૩॥ વરસાલે થાયે મદમાતો, સીયાલે સુંહાલો સાતો રે; માં૦ ખાટમાંહે ખલ ગોત્રજ ખોટા, સવિ સરિખા ન્હાના મ્હોટા રે. માં૦ ॥૪॥ એતો ન જુએ ઠામ કુઠામ, એહને પેટ ભર્યાં શું કામ રે; માં૦ એતો હરામિ હડીલી જાત,

એહને રૂડી લાગે છે રાત રે. માં૦ ॥૫॥ લોહી પી થાયે રાતો લાલ, એતો સોડ માંહેલો સાલ રે; માં૦ એ ઉપકાર તણી મતિ આણી, ચટકો દેઈ સજ કરે પ્રાણી રે. માં૦ ॥૬॥ ગુણી હુઓ તો ગુણકરી લેજો, માંકડને દોષ મ દેજો રે; માં૦ માંકણ ભરૂઅચ નગરથી આવ્યો, એતો રાધનપુરમાં ગવરાયો રે; માં૦ માણક મુનિ કહે સુણો સયણા, તુમેં જીવની કરજો જયણા રે. માં૦ ॥ ૭ ॥

## અથ રેંટીયાનો સ્વાધ્યાય પ્રારંભ.

બાઇરે અમને રેંટીયો વાલો, રેંટીયો ઘરનું મંડાણ જો; પરણી ત્રિયા છોડીને ચાલ્યો, ગયો પરદેશે કંથ કમાણ જો. બા૦ ॥૧॥ બારે વર્ષે પરણ્યો આવ્યો, દોઢ ત્રાંબીયો લાવ્યો રે; ગંગા માંહે ન્હાવા પેઠો, દોઢ ત્રાંબીયો પાડયો રે. બા૦ ॥૨॥ માય તાયને સસરે સાસુયેં, અમને કીધાં અલગાં રે; દુઃખનિવારણ રેંટીયો ધાર્યો, તેહને જઇને વલગાં રે. બા૦ ॥ ૩ ॥ દેણું ઉતાર્યું સઘલું પીયુનું, વ્યાજે રૂપૈયો વાધ્યો રે; સુખને કારણ રૂપૈયો રૂડો, પુણ્યે કંત એ લાધો રે. બા૦ ॥૪॥ દેરાણી જેઠાણી આવી, બોલે મીઠી વાણી રે; રેંટીયાના પસાયથી તો, બીજી આણે પાણી રે. બા૦ ॥૫॥ રેંટીયાના પસ.યથી તો, કોડી કામ મેં કીધાં રે; દાન દીધાં અમે અતિ ઘણાં ને, મહિયલમાં યશ લીધાં

રે. બા૦ ॥૬॥ તું આબૂતીરથથી ઉપનો, રૂડી તાહારી જાત રે; દિવસેં રાત્રેં રેંટીયો કાંતું, ચઢીયો મહારે હાથ રે. બા૦ ॥ ૭ ॥ રેંટીયાથી આભૂષણ ભારી, પહેરયાં ચીર ને સાલૂ રે; મોઘા કમખાની કાંચલી પહેરી, ભોજન કીધાં વારૂ રે. બા૦ ॥૮॥ સાસરીયા પીયરીયાં આવે, બાઇ ઘરે તમેં આવો રે; છોકરડાને ટાહાડ વાહે છે, ઝુલડીયો શિવડાવો રે. બા૦ ॥૯॥ શેત્રુંજાની યાત્રા કીધી, સાથેં સાસરીયાં પીયરિયાં રે; ગોત્ર કુટુંબ સહુ નર ને નારી, સંઘવી નામ તે ધરિયાં રે. બા૦ ॥ ૧૦ ॥ ત્રણશેં એકાવન માફાની વહેલો, ગાડાં ચારશેં પંચાશી રે; બશેં ઉપર પંચાણું ઘોડા, ઉંટ ત્રણશેં વલો છયાશી રે. બા૦ ॥૧૧॥ હીરવિજયસૂરિ પાંત્રીસ ઉપાધ્યાય, પન્યાસ ગૌતમ જેહવા રે; તેરશેં પાંત્રીશ તપગચ્છના સાધુ, શીલેં થૂલિભદ્ર જેહવા રે. બા૦ ॥ ૧૨ ॥ પાલીતાણે સંઘવણ ઉતરિયા, યાત્રા નવાણું કીધા રે; કેશર ચંદને ઋષભજી પૂજ્યા, રૈવતેં જઈ લાભ લીધા રે. બા૦ ॥૧૩॥ સમેતશિખરને આબુ ગોડી, સંખેશ્વરો શ્રીપાસ રે; ન્હાના મહોટાં તીરથ ભેટ્યાં, મનની ફલી સવિ આશ રે. બા૦ ॥ ૧૪ ॥ શિખર બાવનનું ચૈત્યજ કીધું, જિનપ્રતિમા ઉદ્દાર રે; પંચ પાષાણને ત્રીશ ધાતુની, રૂપૈયા સહસજ ચાર રે. બા૦ ॥૧૫॥ ચિહું બારે રૂડી વાવ્ય કરાવી, છશે ને રૂપૈયા છયાશી રે; કૂવા તલાવ વલિયાસું ચંગી, નવશેં

ઉપર છયાશી રે. બા૦ ॥૧૬॥ હીરવિજયસૂરિ પંદર ઉપાધ્યાય, ઠાણું ત્રણશેં ત્યાશી રે; નવ અંગે પૂજી પારણાં કરાવ્યાં, ગુરૂભક્તિ કરી બારેમાસીરે. બા૦ ॥૧૭॥ આંબિલ ઓળી પાંચમ અગિયારસ, તપ સઘલાં મેં કીધાં રે; ઠવણી ચાબખી સિદ્ધાંત લખાવી, સાધુ સાધ્વીને દીધાં રે. બા૦ ॥ ૧૮ ॥ ઉજમણાં ઘર હાટ કરાવ્યાં, સાસુ સસરાનો ખપ કીધો રે; દીકરા દીકરી ભાવેંજ પરણાવ્યાં, રતન રેંટીયે જસ લીધો રે. બા૦ ॥૧૯॥ ઘેબર જલેબીયેં ગોરણી કીધી લાહાણી થાલીની કીધી રે; સવાશેર ખાંડ ને એક રૂપૈયો, ચોરાશી નાતેં દીધી રે. બા૦ ॥૨૦॥ બાપ ભાઈ ને સસરો પ્રીતમ, ઠામે સગપણ તેહ રે; રતન રેંટીયો જીવું તિહાં લગેં, કદીય ન આવે છેહ રે. બા૦ ॥ ૨૧ ॥ ધરી ત્રાકને માલ અમારખાં, તેલ લોટ વલી પૂણી રે; અલ્પ માગે ને ઘણું આપે રેંટીયો, નારિયેં કરી ઘણી પૂંજીરે. બા૦ ॥૨૨॥ સાયરને વનસ્પતિ ડુંગર, ધ્રુવ તારા સૂરજ ચંદો રે; કોડી યુગ લગેં રહો રેંટીયો, સ્ત્રી ઘર સદા આણંદો રે. બા૦ ॥ ૨૩ ॥ શોલ પાંત્રીશો મેડતા નગરેં, શુદ્ધિ તેરશ મહા માસ રે; રત્નબાઇયેં રેંટીયો ગાયો, સફલ ફલી મન આશ રે. બા૦ ॥ ૨૪ ॥

## ॥ અથ પંડિત શ્રી દેવચંદ્રજીકૃત સમકિતની સઝાય ॥

સમકિત નવિ લહ્યું રે, એ તો રૂલ્યો ચતુર્ગતિ માંહે;

ત્રસ થાવરકી કરૂણા કીની, જીવ ન એક વિરાધ્યો; તીન કાલ સામાયિક કરતાં, શુદ્ધ ઉપયોગ ન સાધ્યો. સમકિત૦ ॥ ૧ ॥ જુઠ બોલવાકો વ્રત લીનો, ચોરીકો પણ ત્યાગી; વ્યવહારાદિક મહાનિપુણ ભયો, પણ અંતર્દષ્ટિ ન જાગી. સ૦ ॥ ૨ ॥ ઉર્ધ્વભુજા કરિ ઉંધો લટકે, ભસ્મ લગા ધુમ ગટકે; જટા જૂટ શિર મૂંડે જૂઠો, વિણ શ્રદ્ધા ભવ ભટકે. સ૦ ॥ ૩ ॥ નિજપર નારી ત્યાગજ કરકે, બ્રહ્મચારી વ્રત લીનો; સ્વર્ગાદિક યાકો ફલ પામી, નિજકારજ નવિ સીધ્યો. સ૦ ॥ ૪ ॥ બાહ્ય ક્રિયા સબ ત્યાગ પરિગ્રહ, દ્રવ્ય લિંગ ધર લીનો; દેવચંદ્ર કહે આવિધ તો હમ, બહુત વાર કર લીનો. ॥ ૫ ॥

## ॥ અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત્ત નવકાર ફલની સઝાય પ્રારંભઃ ॥

એ નવકાર તણું ફલ સાંભલો, હૃદયકમલ ધરિ ધ્યાન; આગેં અનંત ચોવીશી હુઇ, તિહાં એ પંચ પ્રધાન હો. ॥ ૧ ॥ આતમ, સમર સમર નવકાર; જિનશાસનમાં સાર, પંચપરમેષ્ઠી ઉદાર, ત્રણ્ય કાલ નિરધાર હો આતમ. સમ૦ એ આંકણી ॥ વનમાં એક પુલિંદ પુલિંદી, મુનિ કહે તસ નવકાર; અંતકાલે બેહુ મંત્ર પ્રભાવેં, નૃપ મંદિર અવતાર હો. આ૦ સ૦ ॥ ૨ ॥ રાયસિંહ અને રત્નવતી જે, પ્રમદા

ને ભરતાર; ત્રીજે ભવેં તે મુક્તેં જાશે, આવશ્યકેં અધિકાર હો. આ૦ સ૦ ॥ ૩ ॥ ચારૂદત્તેં અજ પ્રતિબોધ્યો, સંભલાવી નવકાર; સુરલોકેં તે સુર થઇ ઉપનો, કરિ સાન્નિધિ તિણિ વાર હો. આ૦ સ૦ ॥ ૪ ॥ નગરરતનપુરેં મિથ્યા તણી, વહૂવરનેં દીયે આલ; મહામંત્ર મુખેં જપે મહાસતી, સર્પ થયો ફુલમાલ હો. આ૦ સ૦ ॥ ૫ ॥ ભૂમિ પડી સમલાયેં દેખી, દીધો મુનિ નવકાર; સિંહલ રાય તણે ઘર કુંવરી, ભરૂયચ્છ કર્યો વિહાર હો. આ૦ સ૦ ॥ ૬ ॥ નગર પોતનપુર શેઠ તણો સુત, મલીયો ત્રીદંડી સાથ; મહાસત્ત્વ મન મંત્ર જપંતો, ખડ્ગ મૃતકને હાથ હો. આ૦ સ૦ ॥ ૭ ॥ તેહ વિઘન સવિ દૂરે નાઠાં, સોવન પુરિસો પામી; કનક તણું જિનભુવન કરાવી, સ્થાપ્યા ત્રિભુવન સ્વામી હો. આ૦ સ૦ ॥ ૮ ॥ યક્ષ પ્રસન્ન કરી બીજોરૂં, લેવે મંત્ર પ્રભાવેં; હુંડિક જક્ષનેં પિંગલ તસ્કર, એહથી સુરપદ પાવે હો. આ૦ સ૦ ॥ ૯ ॥ સોમદત્ત ને મણિરથ સિંહરથ, માવત ને કુવિંદ; એમ અનેક પરમેષ્ટી ધ્યાનેં, તરિયા ભવિજન વૃંદ હો. આ૦ સ૦ ॥૧૦॥ ગર્ભાવાસેં જીવ ઇમ ચિંતવે, તો ધર્મ કરશું સાર; જબ જનમ્યો તબ વીસરી વેદન, એહેલેં ગયો અવતાર હો. આ૦ સ૦ ॥૧૧॥ જિહાં લગેં આથ તિહાં સહુ સાથી, નિર્દ્ધનનેં તે મૂકે; કૂડ કુટુંબ તણે તું કાજેં, કાં આતમહિત ચૂકે હો.

આ૦ સ૦ ॥૧૨॥ યમ રાજા કેણે નવિ જીત્યો, સુકૃત કર્યું તે પોતેં; અવસર બેર બેર નહિં આવે, જાયે જનમ એમ જોતે હો. આ૦ સ૦ ॥૧૩॥ સાર એહ છે અસાર સંસારેં, શ્રીજિનસેવા કરિયેં; વિષય કષાય કરીને અલગા, જ્ઞાનવિમલ ગુણ ધરિયેં હો. આ૦ સ૦ ॥ ૧૪ ॥ ઇતિ શ્રીનવકાર સ્વાધ્યાય સમાપ્ત.

## અથ શ્રી જ્ઞાનવિમલજી કૃત અષ્ટભંગીની સજ્ઝાય પ્રારંભ.

સુગુરૂ દેવ સુધર્મ્મનું, જેહ તત્ત્વ ન જાણે; મુનિ શ્રાવક વ્રત નાદરે, ભાવેં પણ નાણેં; ચેતન જ્ઞાન દશા ભજો, તજો પરની નિંદા; ઉદાસ ભાવપણું ભજો, જિમ જલ અરવિંદા. ચેતન૦ ॥૧॥ એ આંકણી. નવિ જાણે નવિ આદરે, નવિ પાલે અંગી તેહ; મિથ્યાત્વી સવિ જન કહ્યા, પહિલે ભંગેં તેહ. ચે૦ ॥૨॥ નવિ જાણે નવિ આદરે, અંગી પુણ પાલે; કષ્ટ ક્રિયા શીલાદિકેં, તાપસ તનુ ગાલે. ચે૦ ॥૩॥ નવિ જાણે વલી આદરે, મુનિવ્રત નવિ પાલે; પાસત્થાદિક દુભવી, ત્રીજે ભંગેં નિહાલે. ચે૦ ॥ ૪ ॥ નવિ જાણે વલી આદરે, પાલે પુણ અંગી; અભવ્ય ઉત્સૂત્ર કથક, મુખા લહ્યા ચોથે ભંગે. ચે૦ ॥૫॥ જાણે પણ નવિ આદરે, વ્રત ભયેં નવિ પાલે; શ્રેણિક પ્રમુખ જે સમકિતી, શાસન અજુવાલે.

ચે૦ ॥૬॥ જાણે પણ નવિ આદરે, શીલાદિક પાલે; પંચાનુત્તર સુરવરા, છઠો ભેદ નિહાલે. ચે૦ ॥૭॥ જાણે અંગી આદરે, મુનિ વ્રત નવિ પાલે; ગીતારથ પ્રવચન લહે, સત્તમ ભેદ વિશાલ. ચે૦ ॥ ૮ ॥ જાણે પાલે આદરે, જિનમતના વેદી; ચઉવિહ સંઘ જે સુવિરતિ, અઠ્ઠમ ભંગ વિનોદી. ચે૦ ॥૯॥ પ્રથમ ચઉભંગી માંહિલા, મિથ્યાત્વનિવાસી; પર ચઉભંગાં સમકિતી, શ્રી જિનમતવાસી. ચે૦ ॥ ૧૦ ॥ એ અડભંગી ભાવતાં, વિધિને અનુસરતાં; જ્ઞાનવિમલ મતિ તેહની, જિન આણ ધરતાં. ચે૦ ॥ ૧૧ ॥

## અથ શ્રીવૃદ્ધિવિજયજી કૃત દશવૈકાલિકની સઝાય પ્રારંભ.

### તત્ર પ્રથમાધ્યયન સઝાય પ્રારંભ.

સુગ્રીવ નયર સોહામણું જી એ દેશી.

શ્રી ગુરૂપદપંકજ નમી જી, વલિ ધરી ધર્મની બુદ્ધિ; સાધુક્રિયા ગુણ ભાંખશું જી, કરવા સમકિત શુદ્ધિ; મુનીશ્વર ધર્મ અચલ સુખકાર. તુમ્હે પાલો નિરતિચાર, મુનીશ્વર, ધર્મ અચલ સુખકાર. ॥ ૧ ॥ એ આંકણી. જીવદયા સંયમ તવો જી, ધર્મ એ મંગલરૂપ; જેહનાં મનમાં નિત્ય વસે જી, તસ નમે સુર નર ભૂપ. મુ. ધ. ॥૨॥ ન કરે કુસુમકિલામણા જી, વિચરતો જિમ તરૂવૃંદ; સંતોસે વલિ આ-

તમા જી, મધુકર ગ્રહિ મકરંદ. મુ. ધ. ॥ ૩ ॥ તેણિ પરેં મુનિ ઘર ઘર ભમી જી, લેતા શુદ્ધ આહાર; ન કરે બાધા કોઇને જી, દિયે પિંડને આધાર. મુ. ધ. ॥ ૪ ॥ પહિલે દશવૈકાલિકે જી, અધ્યયને અધિકાર; ભાંખ્યો તે આરાધતાં જી, વૃદ્ધિવિજય જયકાર. મુ. ધ. ॥ ૫ ॥ ઇતિ.

## અથ દ્વિતીયા ધ્યયન સઝાય પ્રારંભ.

### શાલ સુહામણું પાલીયેં એ દેશી.

નમવા નેમી જિણંદને, રાજુલ રૂડી નાર રે; શીલ સુરંગી સંચરે, ગોરી ગઢ ગિરનાર રે. ॥૧॥ શીખ સુહામણી મન ધરો. એ આંકણી. તુમેં નિરૂપમ નિર્ગ્રંથ રે. સવિ અભિલાષ તજી કરી, પાલો સંયમ પથ રે. શી૦ ॥૨॥ પાઉસ ભીની પદ્મિની, ગઈ તે ગુફા માંહિ તેમરે; ચતુરા ચીર નિચોવતી દીઠી રૂષિ રહનેમ રે. શી૦ ॥૩॥ ચિત્ત ચલે ચારિત્રિયો, વયણ વદે તવ એમ રે; સુખ ભોગવીયેં સુંદરી, આપણે પૂરણ પ્રેમ રે. શી૦ ॥૪॥ તવ રાયજાદી એમ ભણે, ભૂંડા એમ શું ભાંખે રે; વયણવિરૂદ્ધ એ બોલતાં, કાંઇ કુલલાજ ન રાખે રે. શી૦ ॥૫॥ હું પુત્રી ઉગ્રસેનની, અને તું યાદવકુલ જાયો રે; એ નિર્મલ કુલ આપણાં, તો કેમ અકારજ થાયો રે. શી૦ ॥ ૬ ॥ ચિત્ત ચલાવી એણિ પરેં, નિરખીશ જો તું નારી રે; તો પવના

હુત તરૂપરેં, થાઈશ અથિર નિરધારી રે. શી૦ ॥૭॥ ભોગ ભલા જે પરહરયા, તે વલી વાંછે જેહ રે; વમનભક્ષી કુતર સમો, કહીયેં કુકર્મી તેહ રે. શી૦ ॥ ૮ ॥ સરપ અંધક કુલતણા, કરે અગ્નિ પ્રવેશ રે; પણ વમિયું વિષ નવિ લિયે, જુઓ જાતિ વિશેષ રે. શી૦ ॥૯॥ તિમ ઉત્તમકુલ ઉપના, છોડી ભોગ સંજોગ રે; ફરિ તેહને વાંછે નહિં, હુવે જો પ્રાણ વિયોગ રે. શી૦ ॥ ૧૦ ॥ ચારિત્ર કિમ પાલી શકે, જો નવિ જાયે અભિલાષ રે; સીદાતો સંકલપથી, પગ પગ ઇમ જિન ભાંખે રે. શી૦ ॥૧૧॥ જો કણ કંચન કામિની, ઇચ્છતા અને ભોગવતા રે; ત્યાગી ન કહિયેં તેહનેં જો, મનમેં શ્રી જોગવતા રે. શી૦ ॥૧૨॥ ભોગ સંયોગ ભલા લહિ, પરહરે જેહ નિરીહ રે; ત્યાગી તેહજ ભાંખિયો, તસ પદ નમું નિશ દીહ રે. શી૦ ॥૧૩॥ એમ ઉપદેશને અં-કુશેં, મયગલ પરેં મુનિરાજો રે; સંયમ મારગ સ્થિર કર્યો, સાર્યું વંછિત કાજો રે. શી૦ ॥૧૪॥ એ બીજા અધ્યયનમાં, ગુરૂહિત શીખ પયાસેં રે; લાભવિજય કવિરાયનો, વૃદ્ધિ-વિજય એમ ભાસે રે. શી૦ ॥૧૫॥ ઇતિ.

## અથ તૃતીયા ધ્યયન સઝાય પ્રારંભ.

### પંચ મહાવૃત પાલીયેં એ દેશી.

આધાકર્મી આહાર ન લીજિયેં, નિશિભોજન નવિ કરીયેં; રાજપિંડ ને સજ્ઝાંતરનો, પિંડ વલી પરહરિયેં કે.

॥૧॥ મુનિવર એ મારગ અનુસરિયેં, જિમ ભવજલ નિધિ તરીયેં; મુનિ. એ૦ એ આંકણી. સાહામો આણ્યો આહાર ન લીજેં, નિત્ય પિંડ નવિ આહરીયેં; શી ઇચ્છા એમ પૂછી આંપે, તેહ નવિ અંગી કરિયેં કે. મુ૦ ॥ ૨ ॥ કંદ મૂલ ફૂલ બીજ પ્રમુખ વલી, લવણાદિક સચિત્ત; વર્જે તિમ વલી નવિ રાખીજેં, તેહ સન્નિધિ નિમિત્ત કે. મુ૦ ॥ ૩ ॥ ઉવટણું પીઠી પર હરિયેં, સ્નાન કદા નવિ કરીયેં; ગંધ વિલેપન નવિ આચરિયેં, અંગ કુસુમ નવિ ધરિયેં કે. મુ૦ ॥ ૪ ॥ ગૃહસ્થનું ભાજન નવિ વાવરિયેં, પરહરિયેં વલી આભરણ; છાયા કારણ છત્ર ન ધરિયેં; ધરે નઉપાનહ ચરણ કે. મુ૦ ॥૫॥ દાતણ ન કરે દર્પણ ન ધરે, દેખે નવિ નિજ રૂપ; તેલ ચોપડીયેં ને કાંકસી ન કીજેં, દીજેં ન વસ્ત્રેં ધુપ કે. મુ૦ ॥૬॥ માંચી પલંગ નવિ બેસીજેં, કિજેં ન વિંજણે વાય; ગૃહસ્થગેહ નવિ બેસીજેં, વિણ કારણ સમુદાય કે. મુ૦ ॥૭॥ વમન વિરેચન ચિકિત્સા, અગ્નિ આરંભ નવિ કીજેં; સોગઠાં સેત્રંજ પ્રમુખ જે કીડા, તે પણ સવિ વરજીજેં. મુ૦ ॥ ૮ ॥ પાંચ ઈંદ્રિય નિજવશ આણી, પંચાશ્રવ પચ્ચખ્ખીજેં; પંચ સમિતિ ત્રણ ગુપ્તિ ધરીનેં, છક્કાય રક્ષા તે કીજેં કે. મુ૦ ॥ ૯ ॥ ઉનાલે આતાપના લીજેં, શીયાલે શીત સહીયેં; શાંત દાંત થઈ પરિસહ સહેવા, સ્થિર વરસાલે રહિયેં કે. મુ૦ ॥ ૧૦ ॥ ઇમ દુક્કર

કરણી બહુ કરતાં, ધરતાં ભાવ ઉદાસી; કર્મ ખપાવી કેઇ હૂઆ, શિવરમણીશું વિલાસી કે. મુ૦ ॥ ૧૧ ॥ દશવૈકાલિક ત્રીજે અધ્યયનેં, ભાંખ્યો એહ આચાર; લાભ વિજયગુરૂ ચરણ પસાયેં, વૃદ્ધિવિજય જયકાર કે. મુ૦ ॥૧૨॥ ઇતિ.

## અથ ચતુર્થાધ્યયન સઝાય પ્રારંભ.

### સુણ સુણ પ્રાણી, વાણી જિન તણી એ દેશી.

સ્વામી સુધર્મા રે કહે જંબુ પ્રત્યેં, સુણ સુણ તું ગુણ ખાણિ; સરસ સુધારસ હૂંતી મીઠડી, વીર જિણેસર વાણિ. સ્વા૦ એ આંકણી. ॥ ૧ ॥ સુક્ષમ બાદર ત્રસ થાવર વલી, જીવ વિરાહણ ટાલ; મન વચ કાયા રે ત્રિવિધેં સ્થિર કરી, પહિલું વ્રત સુવિચાર. સ્વા૦ ॥૨॥ ક્રોધ લોભ ભય હાસ્યેં કરી, મિથ્યા મ ભાંખો રે વયણ; ત્રિકરણ શુદ્ધેં વ્રત આરાધજે, બીજું દિવસ ને રયણ. સ્વા૦ ॥ ૩ ॥ ગામ નગર વનમાંહે વિચરંતાં, સચિત્ત અચિત્ત તૃણ માત્ર; કાંઇ અદીધાં મત અંગી કરો, ત્રીજું વ્રત ગુણપાત્ર. સ્વા૦ ॥ ૪ ॥ સુર નર તિર્યંચ યોનિ સંબંધિયાં, મૈથુન કરય પરિહાર; ત્રિવિધેં ત્રિવિધેં તું નિત્ય પાલજે, ચોથું વ્રત સુખકાર. સ્વા૦ ॥૫॥ ધન કણ કંચન વસ્તુ પ્રમુખ વલી, સર્વ અચિત્ત સચિત્ત; પરિગ્રહ મૂર્છા રે તેહની પરહરી, ધરી વ્રત પંચમ ચિત્ત. સ્વા૦ ॥૬॥ પંચ મહાવ્રત એણીપરેં પાલજો,

ટાલજો ભોજન રાતિ; પાપસ્થાનક સઘલાં પરહરિ, ધરજો સમતા સવિ ભાંતિ. સ્વા૦ ॥ ૭ ॥ પુઢવી પાણી વાયુ વનસ્પતિ, અગ્નિ એ થાવર પંચ; બિ તિ ચઉ પંચિંદિ જલચર થલચરા, ખચરા ત્રસ એ પંચ. સ્વા૦ ॥૮॥ એ છક્કાયની વારો વિરાધના, જયણા કરિ સવિ વાણિ; વિણુ જયણા રે જીવ વિરાધના, ભાંખે તિહુઅણુ ભાણુ. સ્વા૦ ॥૯॥ જયણાપૂર્વક બોલતાં બેસતાં, કરતાં આહાર વિહાર; પાપકર્મ બંધ કદિયે નવિ હુવે, કહે જિન જગદાધાર. સ્વા૦ ॥૧૦॥ જીવ અજીવ પહિલાં ઓલખી, જિમ જયણા તસ હોય; જ્ઞાનવિના નવિ જીવદયા પલે, ટલે નવિ આરંભ કોય. સ્વા૦ ॥ ૧૧ ॥ જાણપણાથી સંવર સંપજે, સંવરે કર્મ ખપાય; કર્મક્ષયથી રે કેવલ ઊપજે, કેવલી મુક્તિ લહેય. સ્વા૦ ॥ ૧૨ ॥ દશવૈકાલિક ચઉથા ધ્યયનમાં, અર્થ પ્રકાશ્યો રે એહ; શ્રી ગુરૂલાભવિજયપદ સેવતાં, વૃદ્ધિવિજય લહે તેહ. સ્વા૦ ॥ ૧૩ ॥

## ॥ અથ પંચમાધ્યયન સઝાય. ॥

વીર વખાણી રાણી ચેલણા, ॥ એ દેશી; સુઝતા આહારની ખપ કરો જી, સાધુજી સમય સંભાલ, સંયમ શુદ્ધ કરવા ભણી જી; એષણા દૂષણ ટાલ. સુઝ૦ ॥ ૧ ॥ પ્રથમ સઝાયેં પોરિસી કરી જી, અણુસરી વલી ઉપયોગ;

પાત્ર પડિલેહણ આચરો જી, આદરી ગુરૂ અનુયોગ. સુ૦ ।૨।। ઠાર ધુઅર વરસાતના જી, જીવ વિરાહણ ટાલ; પગ પગ ઇર્યા શોધતાં જી, હરિકાયાદિક નાલ. સુ૦ ।। ૩ ।। ગેહ ગણિકા તણાં પરિહરો જી, જિહાં ગયાં ચલ ચિત્ત હોય; હિંસક કુલ પણ તેમ તજો જી, પાપ તિહાં પ્રત્યક્ષ જોય; સુ૦ ।। ૪ ।। નિજ હાથે બાર ઉઘાડીને જી, બેસીયેં નવિ ઘરમાંહિ; બાલ પશુ ભિક્ષુક પ્રમુખને સંઘટ્ટે; જઇયે નહિં ઘરમાંહિ. સુ૦ ।। ૫ ।। જલ ફૂલ જલણ કણ લુણશું જી, ભેટતાં જે દિયે દાન; તે કલ્પે નહિં સાધુને જી, વરજવું અન્ન ને પાન. સુ૦ ।। ૬ ।। સ્તન અંતરાય બાલક પ્રત્યેં જી, કરીનેં રડતો ઠવેય; દાન દિયે તો ઉલટ ભરી જી, તોહિ પણ સાધુ વરજેય. સુ૦ ।। ૭ ।। ગર્ભવતી વલી જો દિયે જી, તેહ પણ અકલ્પ હોય; માલ નિસરણી પ્ર-મુખેં ચઢી જી, આણિ દિયે કલ્પે ન સોય. ।। ૮ ।। મૂલ્ય આણ્યું પણ મત લીયો જી, મત લિયો કરી અંતરાય; વિહરતાં થંભ ખંભાદિકેં જી, ન અડો થિર ઠવો પાય. સુ૦ ।। ૯ ।। એણીપરેં દોષ સવે છાંડતાં જી, પામીયેં આહાર જો શુદ્ધ; તો લહિયેં દેહ ધારણ ભણી જી, અણ-લહે તો તપવૃદ્ધિ. સુ૦ ।। ૧૦ ।। વચણ લજ્જા તૃષા ભક્ષના જી, પરિસહથી સ્થિરચિત્ત; ગુરૂપાસેં ઇરિયાવહી પડિક્કમી જી, નિમંત્રી સાધુનેં નિત્ય. સુ૦ ।। ૧૧ ।। શુદ્ધ એકાંત ઠામેં

જઈ જી, પડિક્કમી ઇરિયાવહી સાર; ભોયણ દોષ સવિ છાંડિને જી, સ્થિર થઇ કરવો આહાર સુ૦ ॥ ૧૨ ॥ દશવૈકાલિકેં પાંચમે જી, અધ્યયનેં કહ્યો એ આચાર; તે ગુરૂ લાભવિજય સેવતાં જી, વૃદ્ધિવિજય જયકાર. ॥ સુ૦ ॥ ॥ ૧૩ ઇતિ ॥

## ॥ અથ ષષ્ટાધ્યયન સઝાય પ્રારંભઃ ॥

મ મ કરો માયા કાયા કારિમી, એ દેશી. ગણધર સુધર્મ એમ ઉપદિસે, સાંભલો મુનિવરવૃંદ રે; સ્થાનક અઢાર એ ઓલખો, જેહ છે પાપના કંદ રે. ગ૦ ॥ ૧ ॥ પ્રથમ હિંસા તિહાં છાંડિયેં, જૂઠ નવિ ભાંખિયેં વયણ રે; તૃણ પણ અદત્ત નવિ લીજીયેં, તજીયેં મેહુણ સયણ રે. ગ૦ ॥ ૨ ॥ પરિગ્રહ મૂચ્છાં પરિહરો, નવિ કરો ભોયણ રાતિ રે; છંડો છક્કાય વિરાધના, ભેદ સમજી સહુ ભાંતિ રે. ગ૦ ॥ ૩ ॥ અકલ્પ આહાર નવિ લીજીયેં, ઉપજે દોષ જે માંહિ રે; ધાતુનાં પાત્ર મત વાવરો, ગૃહીતણાં મુનિવર પ્રાહી રે. ગ૦ ॥ ૪ ॥ ગાદીયેં માંચીયેં ન બેસીયેં, વારિયેં શય્યા પલંગ રે; રાત રહિયેં નવિ તે સ્થલેં, જિહાં હોવે નારિ પ્રસંગ રે. ગ૦ ॥ ૫ ॥ સ્નાન મજ્જન નવિ કીજીયેં, જિણે હુવે મનતણો ક્ષોભ રે; તેહ શણગાર વલિ પરિહરો, દંત નખ કેશ તણી શોભ રે. ગ૦ ॥ ૬ ॥ છઠે અધ્યયનેં

એમ પ્રકાશીયો, દશવૈકાલિક એહ રે; લાભવિજય ગુરૂ સેવતાં, વૃદ્ધિવિજય લહ્યા તેહ રે. ગ૦ ॥ ૭ ઇતિ ॥

## ॥ અથ સપ્તમાધ્યયન સઝાયઃ ॥

કપૂર હુવે અતિ ઉજલો રે, એ દેશી; સાચું વયણ જે ભાંખિયેં રે, સાચી ભાષા તેહ; સચ્ચાં મોસા તે કહિયેં રે, સાચું મૃષા હોય જેહ રે. ॥ ૧ ॥ સાધુજી કરજો ભાષા શુદ્ધ; કરી નિર્મલ નિજબુદ્ધિ રે. ॥ સા૦ કર૦ ॥ એ આંકણી; કેવલ જૂઠ જિહાં હોવે રે, તેહ અસચ્ચા જાણ; સાચું નહિં જૂઠું નહી રે, અસત્યા અમૃષા ઠાણ રે; ॥ સા૦ ક૦ ॥ ૨ ॥ એ ચારે માંહે કહી રે, પહેલી ભાષા હોય ॥ સંયમ ધારી બોલવી રે, વચન વિચારી જોય રે ॥ સા૦ ॥ ક૦ ॥ ॥ ૩ ॥ કઠિન વયણ નવિ ભાંખિયે રેં, તુંકારો રેકાર; કોઇના મર્મ ન બોલિયેં રે, સાચા પણ નિર્ધાર રે. સા૦ ॥ ક૦ ॥ ૪ ॥ ચોરનેં ચોર ન ભાંખિયેં રે, કાણાનેં ન કહે કાણ; કહીયેં ન અંધો અંધને રે, સાચું કઠિન એ જાણ રે. ॥ સા૦ ॥ કા૦ ॥ ૫ ॥ જેહથી અનરથ ઉપજે રે, પરને પીડા થાય; સાચું વયણ તે ભાંખતાં રે, લાભથી ત્રોટો જાય રે. ॥ સા૦ ॥ ક૦ ॥ ૬ ॥ ધર્મ સહિત હિતકારીયા રેં, ગર્વંરહિત સમતોલ; થોડલા તે પણ મીઠડા રે, બોલ વિચારી બોલ રે. ॥ સા૦ ક૦ ॥ ૭ ॥ એમ સવિ ગુણ અંગીકરી

રે, પરહરિ દોષ અશેષ; બોલતાં સાધુને હુવે નહિં રે, કર્મનો બંધ લવલેશ રે. ॥ સા૦ ક૦ ॥ ૮ ॥ દશવૈકાલિક સાતમે રે, અધ્યયને એ વિચાર; લાભ વિજય ગુરૂથી લહે રે. વૃદ્ધિવિજય જયકાર રે. ॥ સા૦ કા૦ ॥ ૯ ॥ ઇતિ ॥

## ॥ અથાષ્ટમાધ્યયનસઝાય પ્રારંભઃ ॥

રામ સીતાને ધીજ કરાવે, એ દેશી. કહે શ્રીગુરૂ સાંભલો ચેલા રે, આચારજ એ પુણ્યના વેલારે; છક્કાય વિરાહણ ટાલોરે, ચિત્ત ચોખે ચારિત્ર પાલો રે. ॥ ૧ ॥ પુઢવી પાષાણ ન ભેદો રે, ફલ ફુલ પત્રાદિ ન છેદો રે; બીજ કુંપલ વન મત ફરજો રે, જીવ વિરાધનથી ડરજો રે. ॥ ૨ ॥ વલી અગ્નિ મ ભેટશો ભાઇ રે, પીજો પાણી ઉનું સદાઇ રે; મત વાવરો કાચું પાણી રે, એહવી છે શ્રી વીરની વાણી રે. ॥ ૩ ॥ હિમ ધૂઅર વડ ઉંબરાં રે, ફલ કુંથુઆ કીડી નગરાં રે; નીલ ફૂલ હરી અંકુરા રે, ઇંડાલ એ આઠે પૂરા રે. ॥ ૪ ॥ સ્નેહાદિક ભેદે જાણી રે, મત હણજો સૂક્ષ્મ પ્રાણી રે; પડિલેહી સવિ વાવરજો રે, ઉપકરણે પ્રમાદ મ કરજો રે. ॥ ૫ ॥ જયણાયેં ડગલાં ભરજો રે, વાટેં ચાલતાં વાત મ કરજો રે; મત જ્યોતિષ નિમિત્ત પ્રકાસો રે, નિરખો મત નાચ તમાસો રે. ॥ ૬ ॥ દીઠું અણદીઠું કરજો રે, પાપ વ્યસન ન શ્રવણે ધરજો રે; અણસૂજતો

આહાર તજજો રે, રાતેં સન્નિધ સવિ વરજો રે. ॥ ૭ ॥ બાવીસ પરિસહ સહેજો રે, દેહ દુઃખેં ફલ સદ્દહજો રે; અણુ પામે કાર્પણ્ય મ કરજો રે, તપ શ્રુતનો મદ નવિ ધરજો રે. ॥ ૮ ॥ સ્તુતિ ગતિ સમતા ગ્રહેજો રે, દેશ કાલ જોઇનેં રહેજો રે; ગૃહસ્થશું જાતિ સગાઈ રે, મત કાઢજો મુનિવર કાંઈ રે. ॥૯॥ ન રમાડો ગૃહસ્થનાં બાલ રે, કરો ક્રિયાની સંભાલ રે; યંત્ર મંત્ર ઔષધનો ભામો રે, મત કરજો કુગતિકામો રે. ॥ ૧૦ ॥ ક્રોધેં પ્રીતિ પૂરવલી જાય રે, વલી માનેં વિનય પલાય રે; માયા મિત્રાઇ નસાડે રે, સવિ ગુણ તે લોભ નસાડે રે. ॥ ૧૧ ॥ તે માટેં કષાય એ ચાર રે, અનુક્રમેં દમજો અણગાર રે; ઉપશમશું કેવલ ભાવે રે, સરલાઈ સંતોષ સભાવેં રે. ॥ ૧૨ ॥ બ્રહ્મચારીને જાણજો નારી રે, જૈસી પોપટને માંજારી રે; તેણેં પરિહરો તસ પરસંગ રે, નવ વાડ ધરો વલી ચંગ રે. ॥૧૩॥ રસલોલુપ થઈ મત પોષો રે, નિજકાય તપ કરીનેં શોષો રે; જાણો અથિર પુદ્ગલપિંડ રે, વ્રત પાલજો પંચ અખંડ રે. ॥૧૪॥ કહિયું દશવૈકાલિકેં એમ રે, અધ્યયનેં આઠમે તેમ રે; ગુરુ લાભવિજયથી જાણી રે, બુધ વૃદ્ધિવિજય મન આણી રે. ॥ ૧૫ ॥ ઇતિ ॥

## ॥ અથ નવમાધ્યયનસઝાય પ્રારંભઃ ॥

શેત્રુંજે જઇયેં લાલન, શેત્રુંજે જઈયેં; એ દેશી.

વિનય કરેજો ચેલા, વિનય કરેજો; શ્રીગુરૂ આણા શીશ ધરેજો. ચેલા૦ શી૦ એ આંકણી; ક્રોધી માની ને પરમાદી, વિનય ન શીખે વલી વિષવાદી. ચે૦ વ૦ ॥ ૧ ॥ વિનય રહિત આશાતના કરતાં, બહુ ભવ ભટકે દુર્ગતિ ફરતાં; ચે૦ દુ૦ અગ્નિ સપ વિષ જિમ નવિ મારે, ગુરૂ આસાયણ તેથી અધિક પ્રકારેં. ચે૦ અ૦ ॥ ૨ ॥ અવિનયેં દૂષિયો બહુલ સંસારી, અવિનયી મુક્તિનો નહિં અધિકારી; ચે૦ ન૦ કોહ્યા કાનની કૂતરી જેમ, હાંકી કાઢે અવિનયી તેમ. ચે૦ અ૦ ॥ ૩ ॥ વિનય શ્રુત તપ વલી આચાર, કહીયેં સમાધિનાં ઠામ એ ચાર; ચે૦ ઠા૦ વલી ચાર ચાર ભેદ એકેક, સમજો ગુરૂમુખથી સવિવેક. ચે૦ થી૦ ॥ ૪ ॥ તે ચારેમાં વિનય છે પહેલો, ધર્મવિનય વિણુ ભાંખે તે ઘેલો. ચે૦ ભાં૦ મૂલથકી જિમ શાખા કહિયેં, ધર્મક્રિયા તિમ વિનયથી લહિયે. ચે૦ વિ૦ ॥ ૫ ॥ ગુરૂ માન વિનયથી લહે સો સાર, જ્ઞાન ક્રિયા તપ જે આચાર; ચે૦ જે૦ ગરથ પખેં જિમ ન હોયે હાટ, વિણુ ગુરૂવિનય તેમ ધર્મની વાટ. ચે૦ ધ૦ ॥ ૬ ॥ ગુરૂ નાન્હો ગુરૂ મ્હોટો કહિયેં, રાજા પરે તસ આણા વહિયેં; ચે૦ આ૦ અલ્પશ્રુત પણુ બહુશ્રુત જાણો, શાસ્ત્રસિદ્ધાંતેં તેહ મનાણો. ચે૦ તે૦ ॥૭॥ જેમ શશી ગ્રહગણેં વિરાજે, મુનિ પરિવારમાં તેમ ગુરૂ ગાજે; ચે૦ તે૦ ગુરૂથી અલગા મત રહો ભાઈ, ગુરૂ સેવ્યે

લહેશો ગૌરવાઈ. ચે૦ શો૦ ॥ ૮ ॥ ગુરૂવિનયેં ગીતારથ થાશો, વંછિત સવિ સુખલખમી કમાશો; ચે૦ લ૦ શાંત દાંત વિનયી લજ્જાલુ, તપ જપ ક્રિયાવંત દયાલુ. ચે૦ વં૦ ॥ ૯ ॥ ગુરૂકુલવાસી વસતો શિષ્ય, પૂજનીય હોયે વિસવા વીશ; ચે૦ વિ૦ દશવૈકાલિક નવમે અધ્યયનેં, અર્થ એ ભાંખ્યો કેવલી વયણેં; ચે૦ કે૦ ઈણિપરેં લાભવિજય ગુરૂ સેવી, વૃદ્ધિવિજય સ્થિર લખમી લહેવી. ચે૦ લ૦ ॥ ૧૦ ॥ ઈતિ. ॥

## ॥ અથ દશમાધ્યયનસઝાય પ્રારંભઃ

તે તરીયા ભાઇ તે તરીયા, એ દેશી; તે મુનિ વંદો તે મુનિ વંદો, ઉપશમ રસનો કંદોરે; નિર્મલ જ્ઞાન ક્રિયાનો ચંદો, તપ તેજેં જેહુવો દિણંદો રે. તે૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ પંચાશ્રવનો કરિ પરિહાર, પંચ મહાવ્રત ધારો રે; ષટ્જીવ તણો આધાર, કરતો ઉગ્રવિહારો રે. તે૦ ॥૨॥ પંચ સમિતિ ત્રણ ગુપ્તિ આરાધે, ધર્મધ્યાન નિરાબાધ રે; પંચમગતિનો મારગ સાધે, શુભ ગુણ તો ઇમ વાધે રે. તે૦ ॥ ૩ ॥ ક્રય વિક્રય ન કરે વ્યાપાર, નિર્મમ નિર હુંકાર રે; ચારિત્ર પાલે નિરતિચારેં, ચાલંતો ખડ્ગની ધાર રે. તે૦ ॥ ૪ ॥ ભોગ ને રોગ કરી જે જાણે, આપે પુણ્ય વખાણો રે; તપ શ્રુતનો મદ નવિ આણેં, ગોપવી અંગ ઠેકાણે રે.

તે૦ ॥ ૫ ॥ છાંડી ધન કણ કંચન ગેહ, થઇ નિઃસ્નેહી નિરીહ રે; ખેહસમાણી જાણી દેહ. નવિ પોસે પાપેં જેહ રે. તે૦ ॥ ૬ ॥ દોષ રહિત આહાર જે પામે, જે લૂખે પરિણામેં રે; લેતો દેહનું સુખ નવિ કામે, જાગતો આઠેઇ જામે રે. તે૦ ॥ ૭ ॥ રસના રસ રસીયો નવિ થાવે, નિ-લોભી નિર્માય રે; સહે પરિસહ સ્થિર કરી કાયા, અવિચલ જિમ ગિરિરાય રે. તે૦ ॥૮॥ રાતેં કાઉસ્સગ્ગ કરી સમ-શાનેં, જો તિહાં પરિસહ જાણે રે; તો નવિ ચૂકે તેહવે ટાણે, ભય મનમાં નવિ આણે રે. તે૦ ॥ ૯ ॥ કોઇ ઉપર ન ધરે ક્રોધ, દિયે સહુને પ્રતિબોધ રે; કર્મ આઠ ઝીંપવા જોધ, કરતો સંયમ શોધ રે. તે૦ ॥ ૧૦ ॥ દશવૈકાલિક દશમાધ્યયને, એમ ભાંખ્યો આચાર રે; તે ગુરૂલાભ વિજયથી પામે, વૃદ્ધિવિજય જયકાર રે. તે૦ ॥ ૧૧ ॥ ઇતિ. ॥

## ॥ અથ ચૈકાદશાધ્યયનસઝાય પ્રારંભઃ ॥

નમો રે નમો શ્રીશત્રુંજય ગિરિવર ॥ એ દેશી ॥ સાધુજી સંયમ સૂધો પાલો, વ્રત દૂષણ સવિ ટાલો રે; દશવૈકાલિક સૂત્ર સંભાલો, મુનિ મારગ અજુઆલો રે. સા૦ સં૦ ॥૧॥ એ આંકણી. રોગાંતિક પરિસહ સંકટ, પરસંગે પણ ધાર રે; ચારિત્રથી મત ચૂકો પ્રાણી, ઇમ ભાખે જિનસાર રે. સા૦ સં૦ ॥ ૨ ॥ ભ્રષ્ટાચારી મુંડો કહાવે, ઇહ ભવ પરભવ

હાર રે; નરક નિગોદતણાં દુઃખ પામે, ભમતો બહુ સંસાર રે. સા૦ સં૦ ॥ ૩ ॥ ચિત્ત ચોખે ચારિત્ર આરાધે, ઉપશમ નીર અગાધ રે; ઝીલે સુંદર સમતાદરિયે, તે સુખ સંપત્તિ સાધે રે. સા૦ સં૦ ॥ ૪ ॥ કામધેનુ ચિંતામણિ સરિખું, ચારિત્ર ચિત્તમેં આણો રે; ઈહ ભવ પરભવ સુખદાયક એ સમ, અવર ન કાંઇ જાણો રે. સા૦ ॥૫॥ સિજ્જંભવ સૂરિયેં રચીયાં, દશ અધ્યયન રસાલાં રે; મનકપુત્ર હેતેં તે ભણતાં, લહિયેં મંગલમાલા રે. સા૦ ॥ ૬ ॥ શ્રીવિજયપ્રભસૂરિનેં રાજ્યેં, બુધ લાભવિજયને શિષ્યેં રે; વૃદ્ધિવિજય વિબુધ આચાર એ, ગાયો સકલ જગીશેં રે. સા૦ ॥ ૭ ॥ ઈતિ દશ વૈકાલિક સઝાય સંપૂર્ણ૦

## અથ શ્રી પર્યૂષણ પર્વનો સ્વાધ્યાય પ્રારંભ.

પર્વ પજૂસણ આવીયાં રે લાલ, કીજેં ઘણાં ધર્મ ધ્યાન રે; ભવિક જન. આરંભ સકલ નિવારીયેં રે લાલ, જીવોને દીજેં અભયદાન રે. ભ૦ પર્વ૦ ॥૧॥ એ આંકણી. સઘલા માસમાંહે શિરેં રે લાલ, ભાદ્રવ માસ સુમાસ રે. ભ૦ તિણમાંહે આઠ દિન રૂઅડા રે લાલ, કીજેં સુકૃત ઉલ્લાસ રે. ભ૦ પ૦ ॥ ૨ ॥ ખાંડણ પીસણ ગારનાં રે લાલ, ન્હાવણ ધોવણ જેહ રે. ભ૦ એહવા આરંભ ટાલવા રે લાલ, ઉત્સવ કરીયેં અનેક રે. ભ૦ પ૦ ॥૩॥ પુસ્તક વાસી

ન રાખીયેં રે લાલ, ઉત્સવ કરીયેં અનેક રે. ભ૦ ધર્મ સારૂ વિત્ત વાવરો રે લાલ, હૈયે આણો વિવેક રે. ભ૦ ૫૦ ॥૪॥ પૂજી અર્ચી આણીયેં રે લાલ, શ્રીસદ્ગુરૂની પાસ રે. ભ૦ ઢોલ દદામાં ફેરીયાં રે લાલ, માંગલિક ગાવો ગીત રે. ભ૦ ૫૦ ॥૫॥ શ્રીફલ સિખર સોપારિયાં રે લાલ, દીજેં સહામીને હાથ રે. ભ૦ લાભ અનંતા વધાવતાં રે લાલ, શ્રીમુખ ત્રિભુવન નાથ રે. ભ૦ ૫૦ ॥૬॥ નવ વાંચન કલ્પ-સૂત્રનું રે લાલ, સાંભલો સૂધો ભાવ રે. ભ૦ સાહામીવત્સલ કીજીયેં રે લાલ, ભવજલ તરવા નાવ રે. ભ૦ ૫૦ ॥૭॥ ચિત્ત કરિ ચૈત્ય જુહારીયેં રે લાલ, પૂજા સત્તર પ્રકાર રે. ભ૦ અંગપૂજા સદ્ગુરૂતણી રે લાલ, કીજેં હર્ષ અપાર રે. ભ૦ ૫૦ ॥૮॥ જીવ અમારી પલાવીયેં રે લાલ, તિણુથી શિવ સુખ હોય રે. ભ૦ દાન સંવત્સરી દીજિયેં રે લાલ, ઇણુ સમ પર્વ ન કોય રે. ભ૦ ૫૦ ॥૯॥ કાઉસ્સગ્ગ કરીને સાંભલો રે લાલ, આગમ આપણે કાન રે. ભ૦ છઠ અઠમ તપ આકરાં રે લાલ, કીજિયેં ઉજ્વલ ધ્યાન રે. ભ૦ પર્વ૦ ઇણુ વિધેં જે આરાધશે રે લાલ, તે લહેશે સુખ કોડિ રે. ભ૦ મુક્તિ મંદિરમેં માલશે રે લાલ, મતિહંસ નમે કર જોડિ રે. ભ૦ ૫૦ ॥ ૧૧ ॥



## તત્ર પ્રથમ વ્યાખ્યાનસ પ્રથમ સઝાય પ્રારભ્યતે.

### ઢાલ પહેલી.

પર્વ પજૂષણ આવિયાં, આનંદ અંગેં ન માય રે; ઘર ઘર ઉત્સવ અતિ ઘણા, શ્રી સંઘ આવીને જાય રે. ॥૧॥ પર્વ પજુષણ આવિયાં ॥ એ આંકણી. જીવ અમારી પલાવિયેં, કીજિયેં વ્રત પચ્ચખાણ રે; ભાવ ધરિ ગુરૂ વંદિયેં, સુણિયેં સૂત્ર વખાણ રે. પ૦ ॥ ૨ ॥ આઠ દિવસ એમ પાલિયેં, આરંભનો પરિહારો રે; નાવણ ધોવણ ખંડણ, લેપણ પીસણ વારો રે; પર્વ૦ ॥૩॥ શક્તિ હોય તો પચ્ચખ્ખીયેં, અઠ્ઠાયેં અતિ સારો રે; પરમ ભક્તિ પ્રીતિ લાવિયેં, સાધુને ચાર આહારો રે. પર્વ૦ ॥ ૪ ॥ ગાય સોહાગણ સવિ મલી, ધવલ મંગલ ગીત રે; પકવાન્નેં કરિ પોષિયેં, પારણે સાહામિ મન પ્રીત રે. પર્વ૦ ॥૫॥ સત્તરભેદિ પૂજા રચી, પૂજિયેં શ્રી જિનરાય રે; આગલ ભાવના ભાવિયેં, પાતક મલ ધોવાય રે. પર્વ૦ ॥૬॥ લોચ કરાવે રે સાધુ જી, બેસે બેસણાં માંડી રે; શીર વિલેપન કીજિયેં, આલસ અંગથી છંડી રે. પર્વ૦ ॥ ૭ ॥ ગજગતિ ચાલેં ચાલતી, સોહાગણ નારી તે આવે રે; કુંકુમ ચંદન ગહૂંઅલી, મોતિયેં ચોક પૂરાવે રે. પર્વ૦ ॥૮॥ રૂપા મોહરેં પ્રભાવના, કરિયેં તવ સુખકારી રે; શ્રી ક્ષમાવિજય કવિ રાયનો, બુધ માણકવિજય જયકારી રે. પર્વ૦ ॥ ૯ ॥

# અથ પ્રથમ વ્યાખ્યાન દ્વિતીય સઝાય પ્રારંભ.

## ઢાલ બીજી.

### એ છીંડી કિહાં રાખી એ દેશી.

પહેલે દિન બહુ આદર આણી, કલ્પસૂત્ર ઘર લાહો; કુસુમ વસ્ત્ર કેસરશું પૂજી, રાતિ જગે લિયે લાહોરે પ્રાણી. ॥૧॥ કલ્પસૂત્ર આરાધો, આરાધી શિવ સુખ સાધો રે ભવિજન; કલ્પસૂત્ર આરાધો ॥૧॥ એ આંકણી. પ્રહ ઉઠીને ઉપાશ્રયે આવી, પૂજી ગુરૂ નવ અંગે; વાજિંત્ર વાજતાં મંગલ ગાવતાં, ગહુંલી દિયે મન રંગે રે. પ્રા. ક. ॥૨॥ મન વચ કાય એ ત્રિકરણ શુદ્ધે, શ્રીજિનશાસન માંહે; સુવિહિત સાધુતણે મુખ સુણિયે, ઉત્તમ સૂત્ર ઉમાહી રે. પ્રા. ક. ॥૩॥ ગિરિમાંહે જિમ મેરૂ વડો ગિરિ, મંત્રમાંહે નવકાર; વૃક્ષમાંહે કલ્પવૃક્ષ અનુપમ, શાસ્ત્રમાંહે કલ્પ સાર રે. પ્રા. ક. ॥૪॥ નવમા પૂર્વનું દશા શ્રુત, અધ્યયન આઠમું જેહ; ચૌદ પૂર્વ ધર શ્રીભદ્રબાહુ, ઉદ્ધર્યું શ્રીકલ્પ એહ રે. પ્રા. ક. ॥૫॥ પહેલા મુનિ દશ કલ્પ વખાણ્યા, ક્ષેત્રગુણ કહ્યા તેર; તૃતીય રસાયન સરિખું એ સૂત્ર, પૂરવમાં નહિં ફેર રે. પ્રા. ક. ॥૬॥ નવશેં ત્રાણું વરસેં વીરથી, સદા કલ્પ વખાણ; ધ્રુવસેન રાજા પુત્રની આરતી, આનંદ પૂર મંડાણ રે; પ્રા. ક. ॥ ૭ ॥ અઠ્ઠમ તપ મહિમા ઉપર, નાગકેતુ દૃષ્ટંત; એતો

પીઠિકા હુવે સૂત્ર વાંચના, વીરચરિત્ર સુણો સંત રે. પ્રા. ક. ॥૮॥ જંબૂદ્વીપમાં દક્ષિણુ ભરતેં, માહણુ કુંડ સુઠામ; આષાઢશુદિ છઠેં ચવિયા, સુરલોકથી અભિરામ રે. પ્રા૦ ક. ॥૯॥ રૂષભદત્ત ઘરે દેવાનંદા, કુખેં અવતરિયા સ્વામિ; ચૌદ સુપન દેખી મન હરખી, પિયુ આગલ કહિ તામ રે. પ્રા. ક. ॥૧૦॥ સુપન અર્થ કહ્યા સુત હોશે, એહવે ઇંદ્ર આલોચે; બ્રાહ્મણુ ઘર અવતરિયા દેખી, બેઠો સુર લોક શોચે રે. પ્રા. ક. ॥ ૧૧ ॥ ઇંદ્રે સ્તવિ ઉલટ આણી, પૂરણુ પ્રથમ વખાણુ; મેઘકુમાર કથાથી સાંઝે, કહે બુધ માણુક જાણિ રે. પ્રા. ક. ॥ ૧૨ ॥

## અથ દ્વિતીય વ્યાખ્યાન સઝાય પ્રારંભ.

### ઢાલ ત્રીજી.

#### પ્રથમ ગોવાલાતણે ભવેં જી. એ દેશી.

ઇંદ્ર વિચારે ચિત્તમાં જી, એ તો અચરીજ વાત; નીચકુલેં નાવ્યા કદા જી, ઉતમ પુરૂષ અવદાત. ॥૧॥ સુગુણુ નર, જુઓ જુઓ કર્મ પ્રધાન; કર્મ સબલ બલવાન. સુ. જુ. એ આંકણી. આવે તો જન્મે નહીં જી, જિન ચક્રી હરિ રામ; ઉગ્ર ભોગ રાજનકુલેં જી, આવે ઉત્તમ ઠામ. સુ. ॥ ૨ ॥ કાલ અનંતે ઉપના જી, દશ અચ્છેરાં રે હોય; તિણે અચ્છેરૂં એ થયું જી, ગર્ભહરણુ દશમાંહે. સુ. ॥૩॥

અથવા પ્રભુ સત્ત્યાવીશમાં જી, ભવમાં ત્રીજે જન્મ; મરીચિભવકુલમદ કિયો જી, તેથી બાંધ્યું નીચ કર્મ. સુ.॥૪॥ ગોત્ર કર્મ ઉદયેં કરી જી, માહણકુલેં ઉવવાય; ઉત્તમકુલેં જે અવતરે જી ઇંદ્રિજીત તે થાય. સુ. ॥૫॥ હરિણગમેષી તેડીને જી, હરિ કહે એહ વિચાર; વિપ્ર કુલથી લેઈ પ્રભુજી, ક્ષત્રિય કુલેં અવતાર. સુ. ॥૬॥ રાય સિદ્ધારથ ઘર ભલી જી, રાણી ત્રિશલા દેવિ; તાસ કુખેં અવતારિયા જી, હરિ સેવક તતખેવ. સુ. ॥ ૭ ॥ ગજ વૃષભાદિક સુંદરૂ જી, ચૌદ સુપન તિણિ વાર; દેખી રાણી જેહવાં જી, વર્ણવ્યાં સૂત્રેં સાર. સુ. ॥૮॥ વર્ણન કરી સુપન તણું જી, મૂકી બીજું વખાણ; શ્રીક્ષમાવિજય ગુરૂ તણો જી, કહે માણક ગુણખાણ. સુ ॥ ૯ ॥ ઇતિ.

## ॥ અથ તૃતીય વ્યાખ્યાનસઝાય પ્રારંભઃ ॥

॥ ઢાલ ચોથી ॥ મ્હારી સહી રે સમાણી ॥ એ દેશી ॥

દેખી સુપન તવ જાગી રાણી, એ તો હિયડે હેતજ આણી રે; પ્રભુ અર્થ પ્રકાસે; એ આંકણી ॥ ઉઠીને પિયુ પાસે તે આવે. કોમલવચનેં જગાવે રે. પ્ર૦॥ ૧ ॥ કર જોડીનેં સુપન સુણાવે, ભૂપતિનેં મન ભાવે રે; પ્ર૦ કહે રાજા સુણ પ્રાણ પિયારી, તુમ પુત્ર હોશે સુખકારી રે. પ્ર૦ ॥ ૨ ॥ જાઓ સુભગે સુખસજ્ઝાયેં, શયન કરોને સજ્ઝાયેં રેં; પ્ર.॥

નિજ ઘર આવી રાત્રિ વિહાઇ, ધર્મ કથા કહે બાઈ રે. પ્ર. ।। ૩ ।। પ્રાત સમય થયો સૂરજ ઉદયો, ઉઠયો રાય ઉમાયો રે; પ્ર૦ કૌટુંબિક નર વેગેં બોલાવે, સુપનપાઠક તેડાવે રે. પ્ર૦ ।। ૪ ।। આવ્યા પાઠક આદર પાવે, સુપન અર્થ સમઝાવે રે; દ્વિજ અર્થ પ્રકાસે ।। એ આંકણી ।। જિનવર ચક્રી જનની પેખે, ચૌદ સુપન સુવિશેષેં. દ્વિ૦ ।। ૫ ।। વાસુદેવની માતા સાત, ચાર બલદેવની માત રે; દ્વિ૦ તે માટેં એ જિન ચક્રી સારો, હોશે પુત્ર તુમારો રે. દ્વિ. ।।૬।। સુપન વિચાર સુણી પાઠકને, સંતોષે નૃપ બહુ દાનેં રે. દ્વિ૦ સુપનપાઠક ઘરે બોલાવી, નૃપરાણી પાસેં આવી રે. દ્વિ૦ ।।૭।। સુપન કહ્યાં તે સંખેવે, સુખ પામી પ્રિયા તતખેવેં રે. દ્વિ૦ ગર્ભપોષણ કરે હવે હર્ષે, રાણી અંગ આનંદ વરષે રે. દ્વિ૦ ।।૮।। પંચ વિષય સુખ રંગેં વિલસે, અબ પુણ્યમનોરથ ફલશે રે. દ્વિ૦ એટલે પૂરૂં ત્રીજું વખાણ, કરે માણક જિનગુણ જ્ઞાન રે. દ્વિ૦ ।। ૯ ।।

## અથ ચતુર્થ વ્યાખ્યાન સઝાય પ્રારંભ.

## ઢાલ પાંચમી.

### મન મોહનાંરે લાલ ।। એ દેશી.

ધનદ તણે આદેશથીરે, મન મોહનાં રે લાલ; તિર્યગ્‌જૃંભક દેવ રે; જગ સોહનાં રે લાલ, રાય સિદ્ધારથને

ધરે રે. મ. વૃષ્ટિ કરે નિત્યમેવ રે. જ. ॥ ૧ ॥ કનક રયણ
મણિ રોપ્યની રે. મ. ઘણું કણું ભૂષણ પાન રે. જ. વર-
સાવે ફુલ પુલની રે. મ. નુતન વસ્ત્ર નિધાન રે. જ. ॥૨॥
વાધે દોલત દિન પ્રત્યેં રે. મ૦ ॥ તેણેં વર્દ્ધમાન હેત રે. જ.
દેશું નામજ તેહનું રે. મ. માત પિતા સંકેત રે. જ. ॥૩॥
માતાની ભક્તિ કરી રે. મ. નિશ્ચલ પ્રભુ રહ્યા તામ રે.
જ૦ માતા આરતિ ઊપની રે. મ૦ શું થયું ગર્ભનેં
આમ રે. જ૦ ॥ ૪ ॥ ચિંતાતુર સહુ દેખીનેં રે, મ૦
પ્રભુ હાલ્યા તેણી વાર રે; જ૦ હર્ષ થયો સહુ લોકનેં રે,
મ૦ આનંદમય અપાર રે. જ૦ ॥ ૫ ॥ ઉત્તમ ડોહલા
ઉપજે રે, મ૦ દેવપૂજાદિક ભાવ રે; જ૦ પુરણ થાયે તે
સહુ રે, મ૦ પૂરવ પુણ્ય પ્રભાવ રે. જ૦ ॥૬॥ નવ માસ
પુરા ઉપરરેં, મ. દિવસ સાહાડા સાત રે; જ. ઉચ્ચ સ્થાનેં
ગ્રહ આવતાં રે, મ. વાયે અનુકુલ વાત રે. જ. ॥ ૭ ॥
વસંત ઋતુ વન મોરિયાં રે, મ. જન મન હર્ષ ન માય રે;
જ. ચૈત્ર માસ શુદિ તેરશેં રે, મ. જિન જન્મ્યા આધી
રાત રે. જ. ॥ ૮ ॥ અજુવાલું ત્રિહું જગ થયું રે, મ.
વરત્યો જય જયકાર રે; જ. ચોથું વખાણ પુરણ ઇહાં રે,
મ. બુધ માણેક વિજય હિતકાર રે. જ. ॥ ૯ ॥

---

## ॥ અથ પંચમવ્યાખ્યાનસઝાય પ્રારંભઃ ॥

### ॥ ઢાલ છઠી ॥

॥ સુણો મારી સજની રજની ન જાવે રે ॥ એ દેશી ॥

જિનનો જન્મ મહોત્સવ પહેલો રે, છપ્પન દિશિ કુમરી વહેલો રે; ચોસઠ ઇંદ્ર મલી પછે ભાવે રે, જિનને મેરૂશિખર લઇ જાવે રે. ॥ ૧ ॥ ક્ષીરસમુદ્રનાં નીર અણાવી રે, કનક રજત મણિ કુંભ રચાવી રે; એક કોટિ સાઠ લાખ ભરાવે રે, એહવે ઈંદ્રને સંદેહ આવે રે. ॥ ૨ ॥ જલધારા કેમ ખમશે બાલ રે, તવ પ્રભુ હરિનો સંશય ટાલ રે; અંગુઠે કરી મેરૂ હલાવે રે, હરિ ખામીને જિન ન્હવરાવે રે. ॥ ૩ ॥ બાવનાચંદન અંગે લગાવે રે, પુજી પ્રણમી ઘરે પધરાવે રે; સબલવિધાની સિદ્ધારથ રાજા રે, દશ જિન ઉત્સવ કરિ તાજા રે. ॥ ૪ ॥ કુંકુમ હાથ દિયે ઘરબારેં રે, વાજાં વાગે વિવિધ પ્રકારેં રે; ધવલ મંગલ ગોરી ગાવે રે, સ્વજન કુટુંબ તે આનંદ પાવે રે.॥ ૫ ॥ પક્વાન્નશું પોષી નાત રે, નામ ધરચું વર્દ્ધમાન વિખ્યાત રે, ચંદ્રકલા જિમ વાધે વીર રે, આઠ વરસના થયા વડ વીર રે. ॥ ૬ ॥ દેવ સભામાં ઇંદ્ર વખાણે રે, મિથ્યાદૃષ્ટિ સુર નવિ માને રે; સાપનું રૂપ કરિ વિકરાલ રે, આવ્યો દેવ બિવરાવવા બાલ રે. ॥ ૭ ॥ નાખ્યો વીરેં હાથે સાહી રે, બાલક રૂપ કરી સુર ત્યાંહી રે; વીરની સાથેં આવ્યો

રમવા રે, જાણી હારયો સુર તે બલમાં રે. ॥ ૮ ॥ નિજ ખંધોલે વીરને ચઢાવે રે, સાત તાડ પ્રમાણ તે થાવે રે; વીરે મારયો મુષ્ટિપ્રહાર રે, બીનો સુર તે કરયો પોકાર રે. ॥ ૯ ॥ દેવ ખમાવી કહે સુણ ધીર રે, જગમાં મ્હોટો તું મહાવીર રે; માત પિતા હવે મહૂરત વારૂ રે, સુતને મેહલે ભણવા સારૂ રે. ॥૧૦॥ આવી ઇંદ્ર તે પૂછવા લાગ્યો રે, વીરે સંશય સઘલો ભાંગ્યો રે; જૈન વ્યાકરણ તિહાં હોવે રે, પંડયો ઉભો આગલ જોવે રે. ॥ ૧૧ ॥ મતિ શ્રુત અવધિજ્ઞાને પૂરા રે, સંખેમાતપે શૂરા રે; અતિ આગ્રહથી પરણ્યા નારી રે, સુખ ભોગવે તેહશું સંસારી રે. ॥૧૨॥ નંદિવર્દ્ધન વડેરા ભાઇ રે, બહેની સુદંસણા બહુસુખદાયી રે; સુરલોકેં પહોતાં માય ને તાય રે, પૂર્ણ અભિગ્રહ વીરનો થાય રે. ॥ ૧૩ ॥ દેવ લોકાંતિક સમય જણાવે રે. દાન સંવત્સરી દેવા મંડાવે રે; માગશિર વદિ દશમી વ્રત લીનો રે, તીવ્ર ભાવથી લોચ તવ કીનો રે. ॥ ૧૪ ॥ દેશ વિદેશેં કરે વિહાર રે, સહે ઉપસર્ગ જે સબલ ઉદાર રે; પૂરૂં પાંચમું વખાણ તે આહીં રે, પભણે માણક વિબુધ ઉમાહી રે. ॥ ૧૫ ॥ ઇતિ ॥

## ॥ અથ ષષ્ટ વ્યાખ્યાનસઝાય પ્રારભ્ય તે ॥

## ॥ ઢાલ સાતમી ॥ થોયની દેશી. ॥

ચારિત્ર લેતાં ખંધે મૂકયૂં, દેવદુષ્ય સુરનાથે જી;

અર્દ્ધ તેહનું આપ્યું પ્રભુ જી, બ્રાહ્મણને નિજહાથે જી. ॥ ૧ ॥ વિહાર કરતાં કાંટે વલગ્યું, બીજું અર્દ્ધ તે ચેલ જી; તેર માસ સચેલક રહિયા, પછે કહિયે અચેલ જી. ॥ ૨ ॥ પન્નર દિવસ રહી તાપસ આશ્રમેં, સ્વામી પ્રથમ ચોમાસેં જી; અસ્થિગ્રામેં પહોતા જગગુરૂ, શુલપાણિની પાસેં જી. ॥ ૩ ॥ કષ્ટ સ્વભાવ વ્યંતર તેણે કીધા, ઉપસર્ગ અતિ ઘોર જી; સહી પરિસહ તે પ્રતિબોધી, મારી નિવારી જોર જી. ॥ ૪ ॥ મોરાક ગામે કાઉસ્સગ્ગ પ્રભુજી, તાપસ તિહાં કરભેદી જી; અહચ્છંદકનું માન ઉતાર્યું, ઈંદ્રે આંગુલી છેદી જી. ॥ ૫ ॥ કનકખલે કોશિક વિષધર, પરમેશ્વરે પડિબોહ્યો જી; ધવલ રૂધિર દેખી જિન દેહેં, જાતિ સમરણ સોહ્યો જી. ॥ ૬ ॥ સિંહ દેવ જીવે કિયો પરિસહ, ગંગા નદી ઉતારે જી; નાવનેમ જ્ઞાન કરતો દેખી, કંબલ સંબલ નિવારે જી. ॥ ૭ ॥ ધર્માચાર્ય નામે મંખલી, પુત્રે પરિઘલ જ્વાલા જી; તેજોલેશ્યા મૂકી પ્રભુને, તેહને જીવિત દાન આલ્યાં જી. ॥૮॥ વાસુદેવ ભવે પૂતના રાણી, વ્યંતરી તાપસ રુપે જી; જટા ભરી જલ છાંટે પ્રભુને, તો પણ ધ્યાનસ્વરુપે જી. ॥ ૯ ॥ ઈંદ્ર પ્રશંસા અણમાનતે સંગમે સુરે બહુ દુઃખ દીધાં જી; એક રાત્રિમાં વીશ ઉપસર્ગ, કઠોર નિઠોર તેણે કીધા જી. ॥ ૧૦ ॥ છમાસવાડા પૂંઠે પડિયો, આહાર અસૂઝતો કરતો જી; નિશ્ચલ ધ્યાન નિહાલી પ્રભુનું,

નાઠે કર્મથી ડરતો જી. ॥૧૧॥ હુજી કર્મ તે અઘોર જાણી, મનેં અભિગ્રહ ધારે જી; ચંદનબાલા અડદને બાકુલે, ષટ-માસી તપ પારે જી. ॥ ૧૨ ॥ પૂરવ ભવ વૈરી ગોવાલેં કાનેં ખીલા ઠોકયા જી; ખરક વૈદ્યેં ખેંચી કાઢયા, ઈણુપેરેં સહુ કર્મ રોકયાં જી. ॥૧૩॥ બાર વર્ષ સહેતાં ઈમ પરિસહ, વૈશાખ શુદિ દિન દશમી જી; કેવલજ્ઞાન ઉપન્યું પ્રભુનેં, વારી ચિહુંગતિ વિષમી જી. ॥૧૪॥ સમોસરણ તિહાં દેવેં રચિયું, બેઠા ત્રિભુવન ઈશ જી; શોભિતા અતિશય ચોત્રીશેં, વાણી ગુણ પાંત્રીશ જી. ॥ ૧૫ ॥ ગૌતમ પ્રમુખ એકાદશ ગણધર, ચૌદ સહસ મુનિરાય જી; સાધવી છત્રીસ સહસ અનોપમ, દીઠે દુર્ગતિ જાય જી. ॥ ૧૬ ॥ એક લાખ ને સહસ ઓગણસાઠ, શ્રાવક સમકિતધારી જી; ત્રણ લાખ ને સહસ અઢારશેં, શ્રાવિકા સોહે સારી જી. ॥ ૧૭ ॥ સ્વામી ચઉવિહ સંઘ અનુક્રમેં, પાવાપુરી પાય ધારે જી; કાર્તિક વદિ અમાવાસ્યા દિવસેં, પહોતા મુક્તિ મઝારેં જી. ॥૧૮॥ પર્વ દીવાલી તિહાંથી પ્રગટયું, કીધો દીપ ઉદ્યોત જી; રાય મલીને તિણેં પ્રભાતેં, ગૌતમ કેવલ હોત જી. ॥ ૧૯॥ તે શ્રીગૌતમ નામ જપંતાં, હોવે મંગલમાલ જી; વીરમુકતેં ગયાથી નવશેં, એંશી વરસેં સિદ્ધાંત જી. ॥ ૨૦ ॥ શ્રી ક્ષમાવિજય શિષ્ય બુધ માણુક કહે, સાંભલો શ્રોતા સુજાણ જી; (કલ્પસૂત્રની પુસ્તક રચના દેવાર્દ્ધિગણેં કીધી જી) ચરમ જિણેસર તવ એ ચરિત્રેં, મૂકયું છઠું વખાણ જી. ॥૨૧॥

## અથ ષષ્ઠ વ્યાખ્યાન દ્વિતીય સઝાય પ્રારંભ.
## ઢાલ આઠમી ॥ દેશી ભમરાની.

કાશી દેશ બનારસી, સુખકારી રે. અશ્વસેન રાજાન, પ્રભુ ઉપકારી રે. પટ્ટરાણી વામા સતી. સુ. રૂપે રંભ સમાન. પ્ર૦ ॥ ૧ ॥ ચૌદ સ્વપન સૂચિત ભલાં. સુ૦ જન્મ્યા પાસ કુમાર. પ્ર૦ પોષ વદિ દશમી દિને. સુ૦ સુર કરે ઉત્સવ સાર. પ્ર૦ ॥ ૨ ॥ દેહમાન નવ હાથનું. સુ૦ નીજ વરણ મનોહાર. પ્ર૦ અનુક્રમેં જોબન પામિયા. સુ૦ પરણી પ્રભાવતી નાર. પ્ર૦ ॥૩॥ કમઠ તણો મદ ગાલીયો. સુ૦ કાઢયો જલતો નાગ. પ્ર૦ નવકાર સુણાવી તે કિયો. સુ૦ ધરણરાય મહાભાગ. પ્ર૦ ॥ ૪ ॥ પોષ વદિ એકાદશી. સુ૦ વ્રત લેઇ વિચરે સ્વામ. પ્ર૦ વડતલેં કાઉસ્સગ્ગેં રહ્યા. સુ૦ મેઘમાલી સુર તામ. પ્ર૦ ॥ ૫ ॥ કરે ઉપસર્ગ જલવૃષ્ટિનો સુ૦ આવ્યું નાસિકા નીર. પ્ર૦ ચૂકયા નહિં પ્રભુ ધ્યાનથી. સુ૦ સમરથ સાહસ ધીર. પ્ર૦ ॥ ૬ ॥ ચૈત્ર વદિ ચોથનેં દિને. સુ૦ પામ્યા કેવલ નાણ. પ્ર૦ ચઉવિહ સંઘ થાપી કરી. સુ૦ આવ્યા સમેતગિરિ ઠાણ. પ્ર૦ ॥૭॥ પાલી આયુ શો વર્ષનું. સુ૦ પહોતા મુક્તિ મહંત. પ્ર૦ શ્રાવણ શુદિ દિન અષ્ટમી. સુ૦ કીધો કર્મનો અંત. પ્ર૦ ॥ ૮ ॥ પાસ વીરનેં આંતરૂં. સુ૦ વર્ષ અઢીશેં જાણ. પ્ર૦ કહે માણક જિન દાસને. સુ૦ કીજેં કોટિ કલ્યાણ. પ્ર૦ ॥ ૯ ॥

# અથ સપ્તમ વ્યાખ્યાન સઝાય પ્રારંભ.

## ઢાલ નવમી.

### હો મતવાલે સાજનાં એ દેશી.

સોરિ પુર સમુદ્રવિજય ઘરે, શિવા દેવી કુખેં સારો રે; કાર્ત્તિક વદિ બારશ દિને, અવતર્યા નેમ કુમારો રે. ॥૧॥ જયો જયો જિન બાવીશમો. એ આંકણી. ચૌદ સ્વપન રાણિયેં પેખિયાં, કરવો સ્વપ્ન તણો વિચાર રે; શ્રાવણ શુદિ દિન પંચમી, પ્રભુ જન્મ હુઓ જયકાર રે. જય૦ ॥ ૨ ॥ સુરગિરિ ઉત્સવ સુર કરે, જિનચંદ્ર કલા જિમ વાધે રે; એક દિન રમતાં રંગમાં, હરિ આયુધ સઘલાં સાધે રે. જ૦ ॥૩॥ ખબર સુણી હરિ શંકિયા, પ્રભુ લઘુવય થકી બ્રહ્મચારી રે; બલવંત જાણી જિનનેં, વિવાહ મનાવે મુરારી રે. જ૦ ॥૪॥ જન લેઇ જાદવ આગ્રહેં. જિન આવ્યા તોરણ બાર રે; ઉગ્રસેન ઘર આંગણે, તવ સુણીયો પશુપોકાર રે. જ૦ ॥ ૫ ॥ કરૂણાનિધિ રથ ફેરવ્યો, નવિ માન્યો કહેણ કેહનો રે; રાજુલનેં ખટકે ઘણું. નવ ભવનો સ્નેહ છે જેહનો રે. જ૦ ॥૬॥ દાન દેઇ સંયમ લિયો, શ્રાવણ છઠ્ઠ અજુઆલી રે; ચોપન દિન છદ્મસ્થ રહી, લહ્યું કેવલ કર્મને ગાલી રે. જ૦ ॥૭॥ આશો વદિ અમાવાસેં, દે દેશના પ્રભુજી સારી રે; પ્રતિબોધ પામી વ્રત લિયો, રહે નેમ રાજુલ નારી રે. જ૦ ॥૮॥ આષાઢ શુદિ દિન અષ્ટમી, પ્રભુ પામ્યા

પદ નિર્વાણો રે; રૈવતગિરિવર ઉપરે, મધ્યરાત્રિયેં તે મન આણો રે. જ૦ ॥ ૯ ॥ શ્રી પાર્શ્વનાથ થયા પહેલાં, ક્યારેં નેમ થયા નિરધારો રે; સાડા સાતસેં ગ્યાશી હજાર વર્ષે, ચિત્તમાંહે ચતુર વિચારો રે. જ૦ ॥ ૧૦ ॥ સહુકો જિનનાં આતરાં, મન દેઇ મુનિવર વાંચે રે; ઈહાં પૂરણ વ્યાખ્યાન સાતમું, સુણી પુણ્ય ભંડારને સાંચે રે. જ૦ ॥ ૧૧ ॥

## ॥ અથાષ્ટમવ્યાખ્યાન સઝાય પ્રારંભ. ॥

## ઢાલ ૧૦ મી.

બે બે મુનિવર વિહરણ પાંગરયા જી એ દેશી.

ઇક્ષાકુ ભૂમેં નાભિ કુલઘર ઘરે જી, સોહે મરૂદેવી તસ નાર રે; અષાઢ વદિ સુર લોકથી ચવી રે, અવતરિયા જગ સુખકાર રે. ॥ ૧ ॥ પ્રણમો ભવિજન આદિ જિણેસરૂ રે એ આંકણી. ગજ વૃષ[illegible]દક ચૌદ સુહણે જી, દીઠાં મા-ડિયેં માઝમ રાત રે; સુપનં અર્થ કહે નાભિ કુલઘરૂ જી, હોશે નંદન વીર વિખ્યાત રે. પ્ર૦ ॥ ૨ ॥ ચૈત્ર અંધારી આઠમેં જનમિયા જી, સુર મલી ઉત્સવ સુરગિરિ કીધ રે; દીઠો વૃષભ તે પેલે સુપનેં જી, તેણેં કરી નામ રૂષભ તે દીધ રે. પ્ર૦ ॥૩॥ વાધે રૂષભજી કલ્પ વેલિ જ્યું રે, દ-ર્શન દીઠે સકલ સમૃદ્ધિ રે; બાલક રૂપ કરીને દેવતા જી, ખેલે જિન સાથેં હિત વૃદ્ધિ રે. પ્ર૦ ॥૪॥ કુમરી સુનંદા

બીજી સુમંગલા જી, જિનનેં પરણાવી હરિ આય રે; થાપી અયોધ્યા નગરી વસાવીને રે, થાપી રાજનીતિ તિણુ ઠાય રે. પ્ર૦ ॥૫॥ રીતિ પ્રકાશી સઘલી વિશ્વની રે, કિયો અસી મષી કશી વ્યવહાર રે; એકસો વીશ અને નર નારી કલા રે, પ્રભુજી યુગલાધર્મ નિવાર રે. પ્ર૦ ॥૬॥ ભરતાદિક શત પુત્ર સોહામણા રે, બેટી બ્રાહ્મી સુંદરી સાર રે; લાખ ત્રાશી પૂરવ ગૃહિપણે જી, ભોગવી ભોગ ભલા મનોહાર રે. પ્ર૦ ॥૭॥ દેવ લોકાંતિક સમય જણાવિયો રે, જિનને દીક્ષાનો વ્યવહાર રે; એક કોટિ આઠ લાખ સોવન દિન પ્રત્યેં રે, દેઇ વરષીદાન ઉદાર રે. પ્ર૦ ॥ ૮ ॥ ચૈત્ર અંધારી આઠમ આદરયો રે, સંયમ મુષ્ટિયેં કરિ લોચ રે; શ્રેયાંસ કુમર ઘરે વરષીપારણું જી, કીધું ઈક્ષુરસેં ચિત્ત સાચ રે. પ્ર૦ ॥૯॥ સહસ વર્ષ લગેં છદ્મસ્થપણે રહ્યા જી, પછી પામ્યા કેવલ જ્ઞાન રે; ફાગુણ અંધારી અગ્યારસ દિને જી, સુર કરે સમવસરણ મંડાણ રે. પ્ર૦ ॥૧૦॥ ત્યાં બેશી પ્રભુ ધર્મ દેશના રે, સાહમી ને સુણે પર્ષદા બાર રે; પ્રતિબોધ્યાણું કેઇ વ્રત ગ્રહે જી, કેઇ શ્રાવકનાં વ્રત બાર રે. પ્ર૦ ॥૧૧॥ થાપ્યા ચોરાશી ગણધર ગુણનિલા જી, મુનિવર માન ચોરાશી હજાર રે; સાધવી ત્રણ લાખ શ્રાવક એટલા જી, ઉપર પાંચ સહસ અવધાર રે. પ્ર૦ ॥ ૧૨ ॥ પાંચ લાખ ચોપન સહસ શ્રાવિકા જી, થાપી ચઉવિહ સંઘ સુજાણ રે;

મહાવદિ તેરશેં મુક્તેં પધારિયા જી, બુધ માણુક નમે સુ-વિહાણુ રે. પ્ર૦ ॥૧૩॥ વાંચે વિસ્તારેં મુનિવરા વલી જી, મૂક્યું આઠમું વખાણુ ઇણ ઠામ રે; બુધશ્રી ક્ષમાવિજયજી ગુરૂ તણો જી, કરે માણુક મુનિ ગુણગ્રામ રે. પ્ર૦ ॥૧૪॥

## ॥ અથ નવમ વ્યાખ્યાન સઝાય પ્રારભ્ય તે ॥

## ઢાલ ૧૧ મી.

### ભરત નૃપ ભાવશું એ દેશી.

સંવત્સરી દિન સાંભલો એ, બારસી સૂત્ર સુજાણ; સફલ દિન આજુનો એ ॥ એઆંકણી. શ્રીફલની પ્રભાવના એ, રૂપા નાણું જાણ. સ૦ ॥૧॥ સામાચારી ચિત્ત ધરો એ, સાધુ તણો આચાર. સ૦ વડલહુડાઇ ખામણાં એ, ખામો સહુ નર નાર. સ૦ ॥૨॥ રીષ વશેં મન રૂષણાં એ, રાખીને ખમાવે જેહ. સ૦ કોચું પાન જિમ કાઢવું એ, સંઘ બાહિર સહિ તેહ. સ૦ ॥૩॥ ગલિત વૃષભ વધકારકુ એ, નિર્દય જાણી વિપ્ર. સ૦ પંક્તિ બાહિર તે કહ્યા એ, જિમ મહા-સ્થાનેં ક્ષિપ્ર. સ૦ ॥ ૪ ॥ ચંદનબાલા મૃગાવતી એ, જેમ ખમાવ્યું તેમ. સ૦ ચંડ પ્રદ્યોતનરાયને એ, ઉદાયન ખમા-વ્યું જેમ. સ૦ ॥૫॥ કુંભકાર શિષ્યની પરેં એ, તિમ ન ખમાવો જેમ. સ૦ બાર બોલે પટ્ટાવલી એ, સુણતાં વાધે પ્રેમ. સ૦ ॥ ૬ ॥ પરિક્કમણું સંવત્સરી એ, કરિયેં સ્થિર

ફેરી ચિત્ત. સ૦ દાન સંવત્સરી દેઇને એ, લીજે લાહો નિત્ત. સ૦ ॥૭॥ ચઉવિહ સંઘ સંતોષિયે એ, ભક્તિ કરી ભલિ ભાતિ. સ૦ ઇણિપરે પર્વ પજૂષણ એ, ખરચો લક્ષ્મી અનંત. સ૦ ॥૮॥ જિનવર પૂજા રચાવિયે એ, ભક્તિ મુક્તિ સુખદાય. સ૦ ક્ષમાવિજય પંડિત તણો એ, બુધ માણક મન ભાય. સ૦ ॥ ૯ ॥ ઇતિ.

## અથ રૂપવિજયજી કૃત શ્રીથૂલિભદ્ર પ્રથમ સઝાય પ્રારંભ.

આંબો મોરયો હે આંગણે, પરિમલ પુહવી ન માય; પાસે ફુલી હે કેતકી, ભ્રમર રહ્યો હે લુભાય. આંબો. ॥૧॥ એ આંકણી. આવો થૂલીભદ્રવાલહા, લાછલદેના હો નંદ; તુમ શું મુઝ મન મોહિયું, જિમ સાયર ને ચંદ. આં. ॥૨॥ સગુણા સાથે હો પ્રીતડી, દિન દિન અધિકી હો થાય; બેઠો રંગ મજીઠનો, કદીયે ચટક ન જાય. આં. ॥૩॥ નેહ વિહૂણા કે માણસાં, જેહવાં આવલ ફૂલ; દીસંતાં રલીયામણાં, પણ નવિ પામે હે મૂલ્ય. આં. ॥૪॥ કોયલડી ટહુકા કરે, આંબે લેકે રે લુંબ; થૂલિભદ્ર સુરતરૂ સરિખો કોશ્યા કણયર કંબ. આં. ॥ ૫ ॥ થૂલિભદ્રે કોશ્યાને બૂઝવી, દીધો સમકિત સાર; રૂપવિજય કહે શીલથી, લહિયે સુખ અપાર. આં. ॥ ૬ ॥ ઇતિ.

# અથ શ્રી હેતવીજયજી કૃત અઢાર નાતરાંની સઝાય પ્રારંભ.

પેહેલાંને સમરૂં પાસ પંચાસરો રે, સમરી સરસતી માય; નિજ ગુરૂ કેરાં રે ચરણ નમી કરી રે, રચશું રંગે સઝાય. ॥૧॥ ભવિ તુમે જોજો રે સંસાર નાતરાં રે, એ આંકણી. એકભવે હુઆં અઢાર, એહવું જાણીને દૂરે નિવારજો રે, જિમ પામો સુખ અપાર. ભ. ॥૨॥ નગરમાં મોટું રે મથુરા જાણિયે, તિહાં વસે ગણિકા એક; કુબેરસેના રે નામ છે તેહનું રે, વિલસે સુખ અનેક. ભ. ॥૩॥ એકદિન રમતાં પરશું પ્રેમમાં રે, ઉદરે રહ્યું ઓધાન; પૂરણમાસે પ્રસવ્યું જોડલું રે, એક બેટો બેટી સુજાણ. ભ. ॥૪॥ વેશ્યા વિમાસે આપણને ઘરે રે, કુણ જાલવશે એ બાલ; ક્ષણ ક્ષણ જોવાં ધોવાં ને ધવરાવવાં રે, કુણ કરે સાર સંભાલ. ભ. ॥ ૫ ॥ એહવું વિમાસી રે પેટીમાં લઈ રે, ઘાલ્યાં બાલક દોય; માંહે તે મેલી નામાંકિત મુદ્રિકા રે, નદીમાં ચલાવે સોય. ભ. ॥૬॥ જમુનામાં વહેતી રે આવી સૌરીપુરે રે, વાણું તે વાહ્યું તે વાર; તવ તિહાં આવ્યા રે દોય વ્યહારીયા રે, નદી કાંઠે હર્ષ અપાર. ભ. ॥૭॥ દૂરથી દીઠી રે પેટી આવતી રે, હૈડે વિમાસે દોય; એહમાં જે હોશે રે તે આપણ બિહુ રે, વહેંચી લેશું સોય. ભ. ॥૮॥ બોલબંધ કીધા દોય વ્યવહા-

રીયે રે, કાઢી પેટી તે બાર; પેટી ઉપાડી રે છાની સોડમાં રે, લેઇ આવ્યા નગર મઝાર. ભ. ॥ ૯ ॥ પેટી ઉઘાડી રે નિહાલતાં રે, દીઠાં બાલક દોય; મનમાં વિચારે રે દોય વ્યવહારીયા રે, શું જાણે પુર કોય. ભ. ॥૧૦॥ જેને સુત નહિં હતો તેણું બેટો લિયો રે, બીજે બેટી હો લીધ; મુદ્રિકા મેલે રે નામ કુબેરદત્ત દિયો રે, કુબેરદત્તા વલી દીધ. ભ. ॥૧૧॥ અનુક્રમે વાધ્યાં રે દોય ભણ્યાં ગુણ્યાં રે, પામ્યાં જોબન સાર; માતા તાત જોઇને પરણાવિયાં રે, વિલસે સુખ અપાર. ભ. ॥ ૧૨ ॥

## ઢાલ બીજી.

એકદિન બેઠા માલીયે રે લાલ, નર નારી મલી રંગ રે; રંગીલા કંત ॥ આવોને પિયુડા આપણુ ખેલિયે રે, કરૂં છું ઘણી મનોહાર રે. રં૦ આ૦ ॥ ૧ ॥ એ આંકણી હાસ્ય વિનોદ કરે ઘણું રે લાલ, માને નિજ ધન્ય અવદાત રે; રં૦ સાર પાસે રમીયે સોગઠે રે લાલ, આણી મનમાં ઉમંગ રે. રં૦ આ૦ ॥ ૨ ॥ રમત રમે ખુશીમાં ઘણું રે લાલ, દાવ નાખે ભરતાર રે; રં૦ દીઠી નામાંકિત મુદ્રિકા રે લાલ, હિયડે વિમાસે નાર રે. રં૦ આ૦ ॥ ૩ ॥ બેહુ રૂપે બેહુ સારિખાં રે લાલ, સરખાં વીંટીમાં નામ રે; રં૦ નારી વિચારે ચિત્તમાં રે લાલ, મેં એ કીધ અકામ રે.

રં૦ આ૦ ॥૪॥ રમત મેલી પીયરમાં ગઈ રે લાલ, પૂછે માત ને વાત રે; રં૦ માત કહે હું જાણું નહી રે લાલ, જાણે તાહરો તાત રે. રં૦ આ૦ ॥ ૫ ॥ તાત કહે સુણજો સુતા રે લાલ, સંક્ષેપે સઘલી વાત રે; રં૦ પેટી માંહેથી વહેંચીયાં રે લાલ, બાલક હોય વિખ્યાત રે. રં૦ આ૦ ॥૬॥ કુબેરદત્તા મન ચિંતવે રે લાલ, મેં કીધો અપરાધ રે; રં૦ ભાઇ વર્યો ને ભાઇ ભોગવ્યો રે લાલ, એ સવિ કર્મની વાત રે. રં૦ આ૦ ॥૭॥ એમ ચિંતવીનેં સંયમ લીયો રે લાલ, પાલે પંચાચાર રે; રં૦ સમિતિ ગુપ્તિનો ખપ કરે રે લાલ, છકાય રક્ષા સાર રે. રં૦ આ૦ ॥૮॥ કુબેરદત્ત મન ચિંતવે રે લાલ, એ નગર માંહે ન રહેવાય રે; રં૦ બેન વરીને બેન ભોગવી રે લાલ, ઘર ઘર એ કહેવાય રે. રં૦ આ૦ ॥૯॥ કુબેરદત્ત તિહાંથી ચાલિયો રે લાલ, આવ્યો મથુરા માંય રે; રં૦ વેશ્યામંદિર આવીયો રે લાલ, કરે વેશ્યા શું અન્યાય રે. રં૦ આ૦ ॥ ૧૦ ॥ કુબેરદત્ત નિજ માતશું રે લાલ, સુખ વિલસે દિન રાત રે; રં૦ એમ કરતાં સુત જનમીયો રે લાલ, એ સવિ કર્મની વાત રે. રં૦ આ૦ ॥૧૧॥ તપ જપ સંયમ સાધતાં રે લાલ, પાલતાં કિરિયા સાર રે; રં૦ જ્ઞાન અવધિ તિહાં ઉપન્યું રે લાલ, દિયે તિહાં જ્ઞાનવિચાર રે. રં૦ આ૦ ॥ ૧૨ ॥ અવધિજ્ઞાનેં સાધવી રે લાલ, દીઠો મથુરા મઝાર રે; રં૦ નિજજનની સુખ વિલસતો રે લાલ,

ધિક ધિક તસ અવતાર રે. ૨૦ આ૦ ॥ ૧૩ ॥ ગુરૂણીને પૂછી કરી રે લાલ, આવી મથુરા જામ રે; ૨૦ વેશ્યામંદિર જઈ ઉતરી રે લાલ, કરવા ધર્મનું કામ રે. ૨૦ આ૦ ॥૧૪॥

॥ ઢાલ ત્રીજી ॥

ઈણુ અવસર નાનો બાલુડો રે કાંઈ, પાલણે પોઢયો જેહ; ॥ ગાઉં હાલરૂઆં ॥ હીલો હીલો કહી ઝુલરાવતી રે કાંઈ, સાધવી ચતુર સુજાણુ. ગા૦ ॥ ૧ ॥ સગપણુ છે તાહરે માહરે કાંઈ, સાંભલ સાચી વાત; ॥ સુણુ તું બાલુડા કાકો ભત્રીજો પોતરો રે, કાંઈ દીકરો દેવર જેઠ. સુ૦ ॥૨॥ સગ પણુ છે તાહરે માહરે કાંઈ, ખટ બીજાં કહું તેહ; સુ૦ બંધવ પિતા વડવો રે કાંઈ, સસરો સુત ભરતાર. સુ૦ ॥ ૩ ॥ સગપણુ છે તાહરે માહરે કાંઈ, ખટ ત્રીજાં કહું તેહ; સુણુ તું માતજી. સુ૦ માતા કહું સાસૂ કહું રે કાંઈ, વલી કહું શોકય ભોજાઈ. સુ૦ ॥ ૪ ॥ વડી આઈ વલી મુઝ સગપણુ બહુ રે કાંઈ, તુઝ મુઝ સગ પણુ એહ; સુ૦ એહ સંબંધ સવિ સાંભલી રે કાંઈ, ઘરમાંથી આવ્યાં દોય ॥ સુણુ તું શ્રમણી જી. ॥ ૫ ॥ અછતાં આલ ન દીજીયે રે કાંઈ, તુમ મારગ નહિં એહ; સુ૦ શ્રમણી કહે સુણો દોય જણાં રે કાંઈ, ખોટું નહિંય લગાર. સુ૦ ॥ ૬ ॥ પેટીમાં ઘાલી મૂકિયાં રે કાંઈ, જમુનાયેં વહેતી જોય; તુમે સાંભલજો. સોરિપુર નગર તિહાં વલી રે કાંઈ, પેટી કાઢી સોય.

તુ૦ ॥ ૭ ॥ ઇમ નિસુણી તે હોય જણે રે કાંઈ, સંયમ લીધો તેણિ વાર; તુમેં૦ સંયમ લેઈ તપ આદરી રે કાંઇ, દેવલોકે પહોતાં તેણિ વાર રે. મન રંગીલા ॥૮॥ તપથી સવિ સુખ સંપજે કાંઈ, તપથી પામે જ્ઞાન રે; મ૦ તપથી કેવલ ઉપજે રે કાંઈ, તપ મહોટું વરદાન રે. મ૦ ॥ ૯ ॥ તપગચ્છપતિ ગુણ ગાવતાં રે કાંઇ, રૂદ્ધિ વૃદ્ધિ ઘર થાય; મ૦ પંડિત દાનવિજય તણો રે કાંઈ, હેતવિજય ગુણ ગાય. મ૦ ॥ ૧૦ ॥ ઇતિ અઢાર નાત્રાનો સઝાય સંપૂર્ણ ॥

## ॥ અથ નિત્યલાભજીકૃત ચંદનબાલાની સઝાય પ્રારંભઃ ॥ ઢાલ પહેલી ॥

॥ અરણિક મુનિવર ચાલ્યા ગોચરી ॥ એ દેશી ॥

શ્રી સરસ્વતીના રે પાય પ્રણમી કરી, થુણશું ચંદનબાલા જી; જેણે વીરનો રે અભિગ્રહ પૂરિયો, લાધી મંગલ માલા જી. ॥ ૧ ॥ દાન ઉલટ ધરી ભવિયણ દીજિયે, જેમ લહિયે જગ માનો જી; સ્વર્ગતણાં સુખ સહેજે પામીયેં, નાસે દુર્ગતિ સ્થાનો જી. દાન૦ ॥ ૨ ॥ નયરી કોસંબી રે રાજ્ય કરે તિહાં, નામેં સંતાનિક જાણું જી; મૃગાવતી રાણી રે સહિયર તેહની, નંદી નામેં વખાણું જી. દાન૦ ॥ ૩ ॥ શેઠ ધનાવો રે જિણ નગરી વસે, ધનવંતમાં શિર દારો જી; મૂલાનામેં રે ગૃહિણી જાણિયેં, રૂપેં રતિ અવ-

તારો જી. દાન૦ ॥ ૪ ॥ એણે અવસર શ્રી વીરજિનેશ્વરૂ, ફરતા ઉગ્ર વિહારો જી; પોષવદ પડવે રે અભિગ્રહ મન ધરી, આવ્યા તિણ પુર સારો જી. દાન૦ ॥૫॥ રાજસુતા હોયે મસ્તક ક્ષૌર કરી, કીધા ત્રણ્ય ઉપવાસો જી; પગમાં બેડી રે રોતી દુઃખ ભરી, રહેતી પરઘરવાસો જી. દાન૦ ॥૬॥ ખરે રે બપોરે બેઠી ઉંબરે, એક પગ બાહિર એક માંહેજી; સુપડાને ખુણે રે અડદના બાકલા, મુઝને આપે ઉત્સાહે જી. દાન૦ ॥૭॥ એહવું ધારી રે મનમાંહે પ્રભુ, ફરતા આહારને કાજે જી; એક દિન આવ્યા રે નંદીને ઘરે, ઈર્યા સમિતિ વિરાજે જી. દાન૦ ॥૮॥ તવ સા દેખીરે મન હર્ષિત થઇ, મોદક લેઇ સારોજી; વહોરાવે પણ પ્રભુજી નવિ લીયે, ફરિ ગયા તેણી વારો જી. દાન૦ ॥ ૯ ॥ નંદી જઇને રે સહિયરને કહે, વીર જિનેસર આવ્યા જી; ભિક્ષા-કાજે રે પણ લેતા નથી, મનમાં અભિગ્રહ લાવ્યા જી. દાન૦ ॥ ૧૦ ॥ તેહનાં વયણ સુણી નિજ નયરમાં, ઘણા રે ઉપાય કરાવે જી; એક નારી તિહાં મોદક લેઇ કરી, એક જણી ગીતજ ગાવે જી. દાન૦ ॥ ૧૧ ॥ એક નારી શ્રૃંગાર સોહામણા, એક જણી બાલક લેઈ જી; એક જણી મૂકે રે વેણીજ મોકલી, નાટક એક કરેઇ જી. દાન૦ ॥૧૨॥ એણિપરે રામા રે રમણી રંગ ભરી, આણી હર્ષ અપારો જી; વહોરાવે બહુ ભાવ ભકતે કરી, તોય ન લીયે આહારો

જી. દાન૦ ॥ ૧૩ ॥ ધન્ય ધન્ય પ્રભુજી વીર જિનેસરૂ, તુમ ગુણનો નહિં પારો જી; દુક્કર પરિસહ ચિત્તમાં આદર્યો, એહ અભિગ્રહ સારો જી. દાન૦ ॥ ૧૪ ॥ એણીપરે ફિરતાં રે પાંચ માસ થયા. ઉપર દિન પચવીસો જી; અભિગ્રહ સરિખો રે જોગ મલે નહીં, વિચરે શ્રીજગદીશો જી. દાન૦ ॥ ૧૫ ॥

## ॥ ઢાલ બીજી ॥

॥ નમો નમો મનક મહામુનિ ॥ એ દેશી ॥

તેણે અવસર તિહાં જાણિયે, રાય સંતાનિક આવ્યો રે; ચંપાનગરી ઉપરે, સેના ચતુરંગી દલ લાવ્યો રે, તેણે અવસર તિહાં જાણિયે. એ આંકણી ॥ ૧ ॥ દધિવાહન નબલો થયો, સેના સઘલી નાઠી રે; ધારણી ધુઆ વસુમતી, બાંદ પડ્યા થઇ માઠી રે. તે૦ ॥ ૨ ॥ મારગમાં જાતાં થકાં, સુભટને પુછે રાણી રે, શું કરશો અમને તમે, કરશું ગૃહિણી ગુણખાણી રે. તે૦ ॥ ૩ ॥ તેહ વચન શ્રવણે સુણી, સતીય શિરોમણી તામ રે; તતક્ષણ પ્રાણ તજ્યાં સહી, જો જો કર્મનાં કામ રે. તે૦ ॥ ૪ ॥ વસુમતી કુમરી લેઈ કરી, આવ્યો નિજઘર માંહી રે; કોપ કરી ઘરણી તિહાં, દેખી કુમરી ઉત્સાહી રે. તે૦ ॥ ૫ ॥ પ્રાત સમય ગયો વેચવા, કુમરીને નિરધારો રે; વેશ્યા પુછે મૂલ્ય જેહનું,

તે કહે શતપંચ દિનારે રે. તે૦ ॥ ૬ ॥ એહવે તિહાંકણે આવિયો, શેઠ ધનાવો નામ રે; કહે કુમરી લેશું અમેં, આસા આપશું દામ રે. તે૦ ॥૭॥ શેઠ વેશ્યા ઝગડે તિહાં, માંહો માંહે વિવાદો રે; ચક્કેસરી સાનિધ્ય કરી, વેશ્યા ઉતાર્યો નાદો રે. ॥૮॥ વેશ્યાથી મૂકાવીને, શેઠ તેડી ઘરે આવે રે; મનમાં અતિ હર્ષિત થકો, પુત્રી કહીને બોલાવે રે. તે૦ ॥ ૯ ॥ કુમરી રૂપેં રૂઅડી, શેઠ તણું મન મોહે રે; અભિનવ જાણે સરસ્વતી, કલા ચોશઠ સોહે રે. તે૦ ॥ ૧૦ ॥ કામ કાજ ઘરનાં કરે, બોલે અમૃત વાણી રે; ચંદનબાલા તેહનું, નામ દીધું ગુણ જાણી રે. તે૦ ॥૧૧॥ ચંદનબાલા ઇક દિને, શેઠ તણા પગ ધોવે રે; વેણી ઉપાડી શેઠજી, મૂલા બેઠી જોવે રે. તે૦ ॥૧૨॥ તે દેખીને ચિંતવે, મૂલા મન સંદેહ રે; શેઠજી રૂપેં મોહિયા, કરશે ગૃહિણી એહ રે. તે૦ ॥ ૧૩ ॥ મનમાં ક્રોધ કરી ઘણો, નાવીને તેડાવી રે; મસ્તક ભદ્ર કરાવીયું, પગમાં બેડી જડાવી રે. તે૦ ॥ ૧૪ ॥ ઓરડામાંહિ ઘાલીને, તાલું દેઇને જાવે રે; મૂલા મન હર્ષિત થઈ, બીજે દિન શેઠ આવે રે. તે૦ ॥ ૧૫ ॥ શેઠ પૂછે કુમરી કિહાં, ઘરણીને તિણ કાલે રે; તે કહે હું જાણું નહીં, એમ તે ઉત્તર આલે રે. તે૦ ॥ ૧૬ ॥ એમ કરતાં દિન ત્રણ થયા, તોહિ ન જાણે વાત રે; પાડોશણ એક ડોકરી, સઘલી કહી તેણેં વાત રે. તે૦ ॥ ૧૭ ॥

કાઢી બાર ઉઘાડીને, ઉંબરા વચ્ચે બેસારી રે; આપ્યા અડદના બાકુલા, સૂપડામાંહે તિણુ વારી રે. તે૦ ॥ ૧૮॥ શેઠ લૂહાર તેડણુ ગયો, કુંવરી ભાવના ભાવે રે; ઇણુ અવસર વહોરાવિયેં, જો કોઈ સાધુજી આવે રે. તે૦ ॥૧૯॥ ઈતિ॥

## ઢાલ ત્રીજી.

બેડલે ભાર ઘણો છે રાજ, વાતાં કેમ કરો છો એ દેશી.

ઇણુ અવસર શ્રીવીર જિનેસર, જંગમ સુરતરૂ આયા રે; અતિભાવેં તે ચંદનબાલા, વાંદે જિન સુખદાયા. ॥૧॥ આઘા આમ પધારો પૂજ્ય, અમ ઘર વહોરણુ વેલા. એ આંકણી. આજ અકાલેં આંબો મહોર્યો, મેહુ અમી રસ વુઠા રે; કર્મતણુા ભય સર્વે નાઠા, અમને જિનવર તૂઠા; આઘા આમ પધારો વીર, મુઝને પાવન કીજેં. ॥૨॥ એમ કહીને અડદના બાકુલા, જિનજીને વહોરાવે રે; યોગ્ય જાણીને પ્રભુજી વહોરે, અભિગ્રહ પૂરણુ થાવે. આઘા૦ ॥૩॥ બેડી ટલીને ઝાંઝર હુઆં, મસ્તક વેણી રૂડી રે; દેવ કરે તિહાં વૃષ્ટિ સુવનની, સાડી બારહ કોડી. આઘા૦ ॥ ૪ ॥ વાત નગરમાં સઘલે વ્યાપી, ધન લેવા નૃપ આવે રે; મૂલાને પણુ ખબર થઇ છે, તે પણુ તિહાં કણે જાવે. આઘા. ॥ ૫ ॥ શાસનદેવી સાન્નિધ્ય કરવા, બોલે અમૃત વાણી રે; ચંદનબાલાનું છે એ ધન, સાંભલ ગુણમણિ ખાણી. આઘા૦

॥ ૬ ॥ ચંદનબાલા સંયમ લેશે, તવ એ ધન ખરચાશે રે; રાજાને એણિ પરેં સમજાવે, મનમાં ધરી ઉલ્લાસેં; આધા૦ ॥૭॥ શેઠ ધનાવો કુમરી તેડી, ધન લેઇ ઘર આવે રે; સુખેં સમાધેં તિહાં કણે રહેતાં, મનમાં હર્ષ ન માવે. આધા૦ ॥૮॥ હવે તિણ કાલેં વીર જિણંદજી, હૂઆ કેવલ નાણી રે; ચંદનબાલા વાત સુણીને, હિયડામાં હરખાણી. આધા૦ ॥૯॥ વીરકને જઈ દીક્ષા લીધી, તતક્ષણ કર્મ ખપાવ્યાં રે; ચંદનબાલા ગુણહ વિશાલા, શિવમંદિર સીધાવ્યાં. આધા૦ ॥૧૦॥ એહવું જાણી રૂડા પ્રાણી, કરજો શિયલ જતન્ન રે; શિયલ થકી શિવ સંપદ લહીયેં, શિયલેં રૂપરતન્ન. આધા૦ ॥ ૧૧ ॥ નયન વસુ સંયમને ભેદેં, સંવત્ (૧૭૨૮) સુરત મઝારે; વદિ આષાઢ તણી છઠ્ઠ દિવસેં, ગુણ ગાયા રવિવારેં. આધા૦ ॥૧૨॥ શ્રી વિદ્યાસાગર સૂરિ શિરોમણિ, અચલગચ્છ સોહાયા રે; મહિયલ મહિમા અધિક બિરાજે, દિન દિન તેજ સવાયા. આધા૦ ॥૧૩॥ વાચક સહજ સુંદરનો સેવક, હર્ષ ધરી ચિત્ત આણી રે; શીલ ભલી પરેં પાલો ભવિયણ, કહે નિત્યલાભ એ વાણી. આધા૦ ॥૧૪॥

## ॥ અથ એકાદશીની સઝાય પ્રારંભ. ॥

આજ મ્હારે એકાદશી રે, નણદલ મૌન કરી મુખ રહિયેં; પૂછયાનો પડુત્તર પાછો, કેહને કાંઇ ન કહિયે.

આ૦ ॥૧॥ માહારો નણુદોઈ તુઝને વહાલો, મુઝને તાહારો વીરો; ધુઆડાના બાચકા ભરતાં, હાથ ન આવે હીરો. આજ૦ ॥૨॥ ઘરનો ધંધો ઘણો કર્યો પણ, એક ન આવ્યો આડો; પરભવ જાતાં પાલવ ઝાલે, તે મુઝને દેખાડો. આ૦ ॥૩॥ માગશિર શુદિ અગીયારશ મહોટી, નેવું જિનનાં નિરખો; દોઢસો કલ્યાણિક મહોટાં, પોથી જોઈને હરખો. આ૦ ॥૪॥ સુવ્રત શેઠ થયો શુદ્ધ શ્રાવક, મૌન ધરી મુખ રહીયો; પાવક પુર સઘલો પરજાલ્યો, એહનો કાંઇ ન દહીયો. આ૦ ॥ ૫ ॥ આઠ પહોર પોસો તે કરિયેં, ધ્યાન પ્રભુનું ધરિયેં; મન વચ કાયા જો વશ કરિયેં, તો ભવસાયર તરિયેં. આ૦ ॥ ૬ ॥ ઇર્યા સમિતિ ભાષા ન બોલે, આડું અવલું પેખે; પડિક્કમણાશું પ્રેમ ન રાખે, કહો કેમ લાગે લેખે. આ૦ ॥૭॥ કર ઊપર તો માલા ફિરતી, જીવ ફરે મનમાંહી; ચિતડું તો ચિહું દિશિ ડોલે, ઇણે ભજને સુખ નાંહી. આ૦ ॥ ૮ ॥ પૌષધ શાલેં ભેગાં થઇને, ચાર કથા વલી સાંધે; કાંઇક પાપ મિટાવણ આવે, બારગણું વલિ બાંધે. આ૦ ॥૯॥ એક ઉઠંતી આલસ મોડે, બીજી ઉંઘે બેઠી; નદિયોમાંથી કાંઇક નિસરતી, જઇ દરિયામાં પેઠી. આ૦ ॥૧૦॥ આઇ બાઇ નણંદ ભોજાઇ, ન્હાની મોહોટી વહુને; સાસુ સસરો મા ને માસી, શીખામણ છે સહુને. આ૦ ॥૧૧॥ ઉદયરતન વાચક ઉપદેશેં, જે નર નારી

રહેશે; પોસા માંહે પ્રેમ ધરીને, અવિચલ લીલા લેશે. આ૦ ॥ ૧૨ ॥

## ॥ અથ વણુઝારાની સઝાય. ॥

નરભવ નયર સોહામણું, વણુઝારા રે. પામીને કરજે વ્યાપાર, અહો મોરા નાયકરે; સત્તાવન સંવર તણી. વ૦ પોઠી ભરજે ઉદાર. અ૦ ॥૧॥ શુભ પરિણામ વિચિત્રતા. વ૦ કરિયાંણું બહુ મૂલ. અ૦ મોક્ષ નગર જાવા ભણી. વ૦ કરજે ચિત્ત અનુકૂલ. અ૦ ॥ ૨ ॥ ક્રોધ દાવાનલ ઓલવે. વ૦ માન વિષય ગિરિરાજ. અ૦ ઓલંઘજે હલવે કરી. વ૦ સાવધાન કરે કાજ. અ૦ ॥૩॥ વંશજાલ માયા તણી. વ૦ નવિ કરજે વિશરામ. અ૦ ખાડી મનોરથ ભટ તણી. વ૦ પૂરણનું નહીં કામ. અ૦ ॥૪॥ રાગદ્વેષ દોય ચોરટા. વ૦ વાટમાં કરશે હેરાન. અ૦ વિવિધ વીર્ય ઉલ્લાસથી. વ૦ તે હણજે રે ઠાય. અ૦ ॥૫॥ એમ સવિ વિઘન વિદારીને. વ૦ પહોંચજે શિવપુર વાસ. અ૦ ક્ષયઉપશમ જે ભાવના. વ૦ પોઠેં ભર્યાં ગુણરાશ. અ૦ ॥૬॥ ખાયક ભાવેં તે થશે. વ૦ લાભ હોશે તે અપાર. અ૦ ઉત્તમ વણજ જે એમ કરે. વ૦ પદ્મ નમે વારં વાર. અ૦ ॥ ૭ ॥ ઇતિ.

## ॥ અથ બાહુબલજીની સઝાય. ॥

બહેની બોલે હો, બાહુબલ સાંભલો જી; રૂડા રૂડા રંગનિધાન. ગયવર ચઢિયા હો, કેવલ કેમ હુવે જી; જાણ્યું જાણ્યું પુરૂષ પ્રધાન. બ૦ ॥૧॥ તુજ સમ ઉપશમ જગમાં કુણ ગણે જી, અકલ નિરંજન દેવ; ભાઈ ભરતેસર વાહાલા વીનવે જી, તુઝ કરે સુરનર સેવ. બ૦ ॥ ૨ ॥ ભરવરસાલો હો વનમાં વેઠીઓ જી, જિહાં ઘણાં પાણીનાં પૂર; ઝરમર વરસે હો મેહુલો ઘણું જી, પ્રગટ્યા પુણ્ય અંકુર. બ૦ ॥૩॥ ચહુ દિસી વીંટયો હો વેલડીએં ઘણું જી, જેમ વાદલ છાયો સૂર; શ્રી આદિનાથેં હો અમને મોકલ્યાં જી, તુમ પ્રતિબોધન નૂર. બ૦ ॥૪॥ વર સંવેગરસેં હો મુનિવર ભર્યા જી, પામ્યું પામ્યું કેવલ નાણ; માણુકમુનિ જસ નામેં હો હરખ્યો ઘણું જી, દિન દિન ચઢતો છે વાન. બ૦ ॥ ૫ ॥ ઇતિ.

## ॥ અથ શ્રી વિનયવિજયજીકૃત આંબિલ તપની સઝાય ॥

સમરી શ્રુતદેવી શારદા, સરસવચન વર આપે સદા; આંબિલતપનો મહિમા ઘણો, ભવિજન ભાવથકી તે સુણો. ॥૧॥ વિગય સકલનો જિહાં પરિહાર, અશનમાંહિ ઘણા ભેદ વિચાર; વિદલ સર્વ તિલ તૂયર વિના, અલસી કોદ્રવ

કાંગની મના. ॥૨॥ ખડધાન પુંહક દૂકટ ફલ સર્વ, વર્જી જે આંબિલને પર્વ; ઓસામણ પરે જો જલ ભલે, તો આંબિલ અંબિલરસ ટલે. ॥૩॥ બિલવણ સૂંઠિ મરીચ નેં સૂઆ, મેથી સંચલ રાંમઠ કહ્યા; અજમાદિક ભેલા રંધાય, તો આંબિલમાં લેવા થાય. ॥૪॥ જીરૂં ભલે તે જેવડી કહી, તે સૂઝે પણ જીરૂં નહીં; ગોમૂત્ર વિના અછે અણાહાર, તે સવિ લેવાનો વિવહાર. ॥૫॥ સાત જાતિ જે તંદુલતણી, તે સુઝતી આંબિલમાં ભણી; સેકિલધાન અપક્કો દાલ, માંડા આખર લેવા ટાલ. ॥ ૬ ॥ હલદ્ર લવિંગ પીંપર પીંપલી, હરડે સેંધવ વેસણ વલી; ખાદિમ સ્વાદિમ જે કહેવાય, તે આંબિલમાં નવિ લેવાય. ॥૭॥ ઉતકૃષ્ટ વિધે ઉષ્ણજલ નીર, જઘન્યવિધે કાંજીનું નીર; ઇમ નિરદૂષણ આંબિલ કરે, મુખ ધોવણ દાંતણ નવિ કરે. ॥૮॥ જે નિરદૂષણ લિયે આહાર, ઓદનનો તેહને વિવહાર; આટો લિંગટ પાણીવતું, તે પણ આંબિલમાં સૂઝતૂં. ॥૯॥ અશઠ ગીતારથ અણુમચ્છરી, જે જે વિધિ બોલે તે ખરી; લાભાલાભ વિચારે જેહ, વિધિ ગીતારથ કહિયેં તેહ. ॥ ૧૦ ॥ આંબિલતપ ઉત્કૃષ્ઠો કહ્યો, વિઘન વિદારણ કારણ લહ્યો; વાચક કીર્ત્તિવિજય સુપસાય, ભાખે વિનયવિજય ઉવઝાય. ॥ ૧૧ ॥ ઇતિ આયંબિલમાં આહાર લેવાનો વિધિ.

---

## ॥ અથ શ્રીશાલિભદ્રની સઝાય પ્રારંભ. ॥

પ્રથમ ગોવાલિયાતણે ભવેં જી રે, દીધું મુનિવર દાન; નયરી રાજગૃહી અવતર્યો જી રે, રૂપેં મયણ સમાન; સોભાગી રે. શાલિભદ્ર ભોગી રે હોય. ॥ ૧ ॥ એ આંકણી. બત્રીશ લક્ષણ ગુણેં ભર્યો જી રે, પરણ્યો બત્રીશ નાર; માણસને ભવેં દેવનાં જી રે, સુખ વિલસે સંસાર. સો૦ ॥૨॥ ગોભદ્રશેઠ તિહાં પૂરવે જી રે, નિત નિત નવલા રે ભોગ; કરે સુભદ્રા ઓવારણાં જી રે, સેવ કરે બહુ લોગ. સો૦ ॥૩॥ એક દિન શ્રેણિક રાજિયો જી રે, જોવા આવ્યો રે રૂપ; અંગ દેખી સકોમલાં જી રે, થયો મન હરખિત ભૂપ. સો૦ ॥૪॥ વચ્છ વૈરાગી ચિંતવે જી રે, મુઝ શિર શ્રેણિક રાય; પૂરવ પુણ્ય મેં નવિ કિયાં જી રે, તપ આદરશું માય. સો૦ ॥ ૫ ॥ ઇણે અવસરેં શ્રીજિનવરૂ જી રે, આવ્યા નયરી ઉદ્યાન; શાલિભદ્ર મન ઉજમ્યો જી રે, વાંદ્યા પ્રભુજીના પાય. સો૦ ॥ ૬ ॥ વીરતણી વાણી સુણી જી રે, વુઠો મેહ અકાલ; એકેકી દિન પરિહરે જી રે, જિમ જલ છંડે પાલ. સો૦ ॥૭॥ માતા દેખી ટલવલે જી રે, માછલડી વિણુ નીર; નારી સઘલી પાયેં પડે જી રે, મ મ છંડો સાહસ ધીર. સો૦ ॥ ૮ ॥ વહુઅર સઘલી વીનવે જી રે, સાંભલ સાસુ વિચાર; સર છાંડી પાલેં ચડયો જી રે, હંસલો ઉડણ હાર. સો૦ ॥૯॥ ઈણ અવસર તિહાં નાવતાં જી રે,

ધના શિર આંસુ પડંત; કવણ દુઃખ તુઝ સાંભર્યું જી રે, ઊંચું જોઈ કહંત. સો૦ ॥૧૦॥ ચંદ્રમુખી મૃગલોચની જી રે, બોલાવી ભરતાર; બંધવ વાત મેં સાંભલી જી રે, નારીનો પરિહાર. સો૦ ॥ ૧૧ ॥ ધનો ભણે સુણ ઘેલડી જી રે, શાલિભદ્ર પૂરો ગમાર; જો મન આણ્યું છંડવા જી રે, વિલંબ ન કીજે લગાર. સો૦ ॥ ૧૨ ॥ કર જોડી કહે કામિની જી રે, બંધવ સમો નહી કોય; કહેતાં વાતજ સોહલી જી રે, મૂકતાં દોહલી હોય. સો૦ ॥ ૧૩ ॥ જારે જા તેં ઈમ કહ્યો જી રે, તો મેં છાંડી રે આઠ; પિઉડા મેં હસતાં કહ્યું જી રે, કુણશું કરશું વાત. સો૦ ॥૧૪॥ ઈણે વચને ધનો નીસર્યો જી રે, જાણે પંચાયણ સિંહ; જઈ સાલાને સાદ કર્યો જી રે, ઘેલા ઊઠ અબીહ. સો૦ ॥૧૫॥ કાલ આહેડી નિત ભમે જી રે, પૂંઠે મ જોઇશ વાટ; નારીબંધન દોરડી જી રે, ધવ ધવ છંડે નિરાશ. સો૦ ॥૧૬॥ જિમ ધીવર તિમ માછલો જી રે, ધીવરેં નાખ્યો રે જાલ; પુરૂષ પડી જિમ માછલો જી રે, તિમહિં અચિંત્યો કાલ. સો૦ ॥ ૧૭ ॥ જોબન ભર બિહું નીસર્યા જી રે, પહોતા વીરજીની પાસ; દીક્ષા લીધી રૂઅડી જી રે, પાલે મન ઉલ્લાસ. સો૦ ॥૧૮॥ માસ ખમણને પારણે જી રે, પૂછે શ્રી જિનરાજ; અમને શુદ્ધજ ગોચરી જી રે, લાભ દેશે કુણ આજ. સો૦ ॥ ૧૯ ॥ માતા હાથે પારણું જી રે, થાશે

તુમને રે આજ; વીર વચન નિશ્ચય કરી જી રે, આવ્યા નગરીમાંજ. સો૦ ॥૨૦॥ ઘરે આવ્યા નવિ ઓલખ્યા જી રે, ફરિયા નગરી મઝાર; મારગ જાતાં મહિયારડી જી રે, સામી મલિ તેણિ વાર. સો૦ ॥૨૧॥ મુનિ દેખી મન ઉહ્લસ્યું જી રે, વિકસિત થઈ તસ દેહ; મસ્તક ગોરસ સૂજતો જી રે, પડિલાભ્યો ધરિ નેહ. સો૦ ॥૨૨॥ મુનિવર વોહોરી ચાલિયા જી રે, આવ્યા શ્રીજિનપાસ; મુનિ સંશય જઈ પૂછિયો જી રે, માય ન દીધું દાન. સો૦ ॥૨૩॥ વીર કહે તુમેં સાંભલો જી રે, ગોરસ વોહોર્યો રે જેહ; મારગ મલી મહીયારડી જી રે, પૂર્વ જન્મ માય એહ. સો૦ ॥૨૪॥ પૂરવ ભવ જિનમુખેં લહી જી રે, એકત્ર ભાવેં રે દોય; આહાર કરી મુનિ ધારિયો જી રે અણસણ શુદ્ધજ હોય. સો૦ ॥૨૫॥ જિન આદેશ લહી કરી જી રે, ચઢિયા ગિરિ વૈભાર; શિલા ઊપર જઇ કરી જી રે, દોય મુનિ અણસણ ધાર. સો૦ ॥૨૬॥ માતા ભદ્રા સંચર્યાં જી રે, સાથેં બહુ પરિવાર; અંતેઉર પુત્રજ તણો જી રે, લીધો સઘલો સાર. સો૦ ॥ ૨૭ ॥ સમવસરણેં આવી કરી જી રે, વાંદ્યા વીર જગતાત; સકલ સાધુ વાંદી કરી જી રે, પુત્ર જોવે નિજ માત. સો૦ ॥૨૮॥ જોઇ સઘલી પરષદા જી રે, નવિ દીઠા દોય અણગાર; કર જોડી કરે વીનતિ જી રે, ભાંખે શ્રીજિન રાજ. સો૦ ॥૨૯॥ વૈભાર ગિરિ જાઈ ચડ્યા જી રે, મુનિ

દરિસણ ઊમંગ; સહુ પરિવારેં પરવર્યા જી રે, પહોતા ગિરિવરશ્રૃંગ. સો૦ ॥૩૦॥ દોય મુનિ અણુસણ ઉચ્ચરી જી રે, ઝીલે ધ્યાન મઝાર; મુનિ દેખી વિલખા થયા જી રે, નયણેં નીર અપાર. સો૦ ॥ ૩૧ ॥ ગદગદ શબ્દેં બોલતી જી રે, મલી બત્રીશે નાર; પિઉડા બોલો બોલડા જી રે, જિમ સુખ પામે ચિત્ત. સો૦ ॥૩૨॥ અમે તો અવગુણેં ભર્યા જી રે, તું સહી ગુણ ભંડાર; મુનિવર ધ્યાન ચૂકા નહી જી રે, તેહને વચનેં લગાર. સો૦ ॥ ૩૩ ॥ વીરા નયણેં નિહાલીયેં જી રે, જિમ મન થાયે પ્રમોદ; નયણ ઉઘાડી જોઇયેં જી રે, માતા પામે મોહ. સો૦ ॥ ૩૪ ॥ શાલિભદ્ર માતા મોહને જી રે, પોહોતા અમર વિમાન; મહાવિદેહેં સીઝશે જી રે, પામી કેવલ જ્ઞાન. સો૦ ॥૩૫॥ ધનો ધર્મી મુક્તેં ગયો જી રે, પામી શુક્લ ધ્યાન; જે નર નારી ગાવશે જી રે, સમયસુંદરની વાણ. સો૦ ॥ ૩૬ ॥

## ॥ અથ શ્રી ધન્નાજીનો સઝાય ॥

શીયાલામાં શીત ઘણી રે ધન્ના, ઉનાળે લૂઝાલ; ચોમાસેં જલ વાદલાં રે ધન્ના, એ દુઃખ સહ્યું ન જાય; હું તો વારી રે ધનજી આજ નહિં સો કાલ. ॥ ૧ ॥ વનમેં તો રહેવું એકલું રે ધન્ના, કોણ કરે તારી સાર; ભૂખ પરિસહ દોહિલો રે ધન્ના, મત કર એસી વાત રે હો

धनजी; मत लीयो संयम भार. ॥ २ ॥ वनमां तो मृग एकलो रे माता, कोणु करे उनकी सार; करणी तो जेसी आपकी रे माता, कोणु बेटो कुणु बाप रे हो जननी; हुं लेहुं संयम भार. ॥ ३ ॥ पंच माहाव्रतको पालवो रे धन्ना, पांच मेरू समान; बावीस परिसह जींतवारे धन्ना, संयम खांडाकी धार रे हो धनजी. मत० ॥ ४ ॥ नीर विनानी नदी कीसी रे धन्ना, चंद विना केसी रात; पियु विना केसी कामिनी रे धन्ना, वदन कमल खिल खाय रे हो धनजी. मत० ॥ ५ ॥ दीपक विना मंदिर किस्यां रे धन्ना, कान विना केसो राग; नयणु विना किस्युं निरखवुं रे धन्ना, पुत्र विना परिवार रे हो धनजी. मत० ॥ ६ ॥ तुं मुझ अंधालाकडी रे धन्ना, सो कोइ टेको रे होय; जो कोइ लाकडी तोडशे रे धन्ना, अंधो होशे खुवार रे हो धनजी. म० ॥ ७ ॥ रत्न जडितको पिंजरो रे माता, ते सूडो जाणे बंध; काम भोग संसारना रे माता, ज्ञानीने मन फंद रे जननी; हुं लेहुं संयम भार. ॥ ८ ॥ आयु तो कंचन भर्यो रे धन्ना, राई परबत जेम सार; मगर पच्चीशी असतरी रे धन्ना, नहिं संयमकी वात रे हो धनजी. म० ॥ ९ ॥ नित्य उठी घोडले फीरतो रे धन्ना, नित्य उठी बागमें जाय; एसी खुबी परमाणे रे धन्ना, चमर ढुलायां जाय रे हो धनजी. म० ॥ १० ॥ चोडी

પાલખીયેં પોઢતો રે ધન્ના, નિત્ય નઈ ખુબી માણ; એ તો બત્રીશ કામિની રે ધન્ના, ઉભી કરે અરદાસ રે હો ધનજી. મ૦ ॥૧૧॥ નારય સકારા હું ગયો રે માતા, કાનેં આયો રાગ; મુનીશ્વરની વાણી સુણી રે માતા, આ સંસાર અસાર રે હો જનનિ. હું લેશું૦ ॥ ૧૨ ॥ હાથમેં લેનો પાતરો રે ધન્ના, ઘેર ઘેર માગતી ભીખ; કોઈ ગાલજ દેઈ કાઢશે રે ધન્ના, કોઇ દેવેંગે શીખ રે હો ધનજી. મત૦ ॥ ૧૩ ॥ તજ દિયાં મંદિર માલિયાં રે માતા, તજ દીયો સબ સંસાર; તજ દીની ગરકી નારીયો રે માતા, છોડ ચલ્યો પરિવાર રે હો જનનિ. હું લે૦ ॥ ૧૪ ॥ જૂઠાં તો મંદિર માલિયાં રે માતા, જૂઠો તે સબ સંસાર; જીવતાં ચૂંટે કાલજૂં રે માતા, મુવાં નરક લેઈ જાય રે હો જનનિ. હું લે૦ ॥૧૫॥ રાત્રિભોજન છોડદે હો ધન્ના, પરનારી પચ્ચખાણ; પરધનશું દૂરા રહો રે ધન્ના, એહજ સંયમભાર રે હો ધનજી. મત૦ ॥ ૧૬ ॥ માત પિતા વરજો નહિં રે ધન્ના, મત કર એસી વાત; એહ બત્રીશે કામિની રે ધન્ના, એસા દેગી શાપ રે હો ધનજી. મ૦ ॥ ૧૭ ॥ કર્મ તણાં દુઃખ મેં સહ્યાં રે માતા, કોઈ ન જાણે ભેદ; રાગ દ્વેષકે પુંછડે રે માતા, વાધ્યાં વૈર વિરોધ રે હો જનની. હું૦ ॥૧૮॥ સાધુપણામેં સુખ ઘણાં રે માતા, નહિં દુઃખરો લવલેશ; મલશે સોઇ ખાવશું રે માતા, સોઈ સાધુ ઉદ્દેશ રે હો જનનિ.

હું૦ ॥૧૯॥ એકલો ઉઠી જાયશે રે માતા, કોઇ ન રાખણહાર; એક જીવકે કારણે રે માતા, કયું કરે એતો વિલાપ રે હો જનનિ. હું૦ ॥ ૨૦ ॥ ન કોઇ ધન્નો મર ગયો રે માતા, ન કોઈ ગયો પરદેશ; ઉગ્યા સોઈ આથમે રે માતા, પુલ્યા સો કરમાય રે હો જનનિ. હું હો૦ ॥ ૨૧ ॥ કાલ ઓચિંતો મારશે રે માતા, કોણ છોડાવણ હાર; કર્મ કાટ મુકતે ગયા રે માતા, દેવલોક સંસાર રે હો જનનિ. હું૦ ॥ ૨૨ ॥ જે જેસી કરણી કરે રે માતા, તિન તેસાં ફલ હોય; દયા ધરમ સંયમ વિના રે માતા, શિવસુખ પામે ન કોય રે હો જનનિ. લેશું૦ ॥ ૧૩ ॥ ઇતિ ॥

## ॥ અથ ઘડપણનો સઝાય ॥

॥ અયવંતિ સુકુમાર સુણો ચિત્તલાય ॥ એ દેશી ॥

ઘડપણ તું કાં આવિયો રે, તુજ કુણ જોયે છે વાટ; તું સહુને અલખામણો રે, જેમ માંકણ ભરી ખાટ રે ઘડ૦ ॥ ૧ ॥ ગતિભાંજે તું આવતાં રે, ઉદ્યમ ઊડી જાય; દાંતડલા પણ ખસી પડે રે, લાલપડે મુખ માંય રે. ઘ૦ ॥૨॥ બલભાંગે આંખો તણો રે, શ્રવણે સુણિયો ન જાય; તુજ આવે અવગુણ ઘણા રે, ધવલી હોયે રોમરાય રે. ઘ૦ ॥૩॥ કેડ દુઃખે ગુડા રહે રે, મુખમાં સાસ ન માય; ગાલે પડે કરોચલી રે, રૂપ શરીરનું જાય રે. ઘ૦ ॥ ૪ ॥ જીભલડી

પણ લડથડે રે, આણુ ન માને કોય; ઘરે સહુને અલખામણો રે, સાર ન પૂછે કોય રે. ઘ૦ ।। ૫ ।। દીકરડા નાશિ ગયા રે, વહુઅર દીયે છે ગાલ; દીકરી નાવે ઢુકડી રે, સબલ પડયો છે જંજાલ રે. ઘ૦ ।। ૬ ।। કાને તો ઢાંકો વલી રે, સાંભલે નહીં અ લગાર; આંખે તો છાયા વલી રે, એતો દેખી ન શકે લગાર રે. ઘ૦ ।। ૭ ।। ઉંબરોતો ડુંગર થયું રે, પોલ થઇ પરદેશ; ઓલીતો ગંગા થઇ રે, તમે જૂઓ જરાના વેસ રે. ઘ૦ ।। ૮ ।। ઘડપણ વાહાલી લાપસી રે, ઘડપણ વાહાલી ભીત; ઘડપણ વાહાલી લાકડી રે, જૂઓ ઘડપણની રીત રે. ઘ૦ ।। ૯ ।। વડપણ તું અકહ્યા ગરો રે; અણુતેડયો માવેસ; જોબનીયું જગવાલહો રે, જતન હું તાસ કરેશ રે. ઘ૦ ।। ૧૦ ।। ફટફટ તું અભાગીયા રે, યોવનનો તું કાલ; રૂપરંગને ભંગીજતો રે, તું તો મહોટો ચંડાલ રે. ઘ૦ ।।૧૧।। નીસાસે ઉસાસમેં રે, દેવને દીજીયે આલ; વડપણ તું કાં સરજીયો રે, લાગો મહા રે નિલાડરે. ઘ૦ ।।૧૨।। વડપણ તું સલાવડો રે, હું તુજ કરૂં રે જુહાર; જે મેં કહી છે વાતડી રે, જાણુજે તાસ વિચાર રે. ઘ૦ ।।૧૩।। કોઇ ન વંછે તુજને રે, તુંતો દૂર વસાય, વિનય વિજય ઉવજ્ઝાયનું રે, રૂપવિજય ગુણગાય. ઘ૦ ।। ૧૪ ।। ઇતિ ઘડપણનો સઝાય. ।।

## ॥ અથ શ્રી પાર્શ્વજિન સ્તોત્રં લિખ્યતે ॥

ઓંનમઃ પાર્શ્વનાથાય વિશ્વ ચિંતામણીયતે, હ્રિઁધરણે દ્રવૈરોટ્યા પદ્માદેવી યુતાયતે. ॥૧॥ શાંતિ તુષ્ટી મહા પુષ્ટી ધૃતી કિર્તિ વિધાયિને, ઓઁ હ્રિદ્વિટ્ વ્યાલ વેતાલ સર્વાધિ વ્યાધિ નાશને. ॥ ૨ ॥ જયા જિતાખ્યા વિજયા ખ્યાપરાજિત યાન્વિતઃ દિશાંપાલ ગ્રહૈર્યક્ષૈ વિંદ્યાદેવી ભિરન્વિતઃ ॥૩॥ ઓઁ અસિયા ઉસાયનમઃ તત્ર ત્રૈલોકયનાથતા ચતુષ્ષષ્ઠી સુરેંદ્રાસ્તે ભાષંતે છત્ર ચામરૈઃ ॥૪॥ શ્રી સંખેશ્વર મંડણ પાર્શ્વજિન પ્રણુત કલ્પતરૂ કલ્પઃ, ચુરય કષ્ટશાતં પુરયમે વાંછિતં નાથ. ॥ ૫ ॥ ઇતિ સ્તોત્રં સંપૂર્ણં.

## ॥ અથ ચૈત્યવંદનં લિખ્યતે ॥

જયજય તું જિનરાજ આજ મલિયો મુજ સ્વામી, અવિનાશી અવિકારરૂપ જગ અંતર જામી. ॥ ૧ ॥ રૂપા રૂપી ધર્મદેવ આતમ આરામી, ચિદાનંદ ચેતન ચિંત્ય શિવલિલા પામી. ॥ ૨ ॥ સિદ્ધ બુદ્ધ તુમ વંદતાએ સકલ સિદ્ધવર બુદ્ધ, રામપ્રભુ ધ્યાને કરી પ્રગટે આતમરિદ્ધ. ॥૩॥ કાલ બહુ સ્થાવર ઘરે ભમિયો ભવમાંહિ, વિગલેંદ્રિમાંહિ વસ્યો સ્થિરતા નહિં કયાંહિં. ॥૪॥ તિરિ પંચેંદ્રિય માંહિ દેવ કરમે હું આવ્યો, કાર કુકર્મ નરકે ગયો તુમ દરિ-

સણુ નવિ પાયો. ાાપાા ઇમ અનંત કાલે કરિ પામ્યો નર અવતાર, હવે જગ તારણુ તું મિલ્યો ભવજલ પાર ઉતાર. ॥ ૬ ॥ ઇતિ ચૈત્યવંદન સંપૂર્ણુઃ

## ॥ અથ પાર્શ્વનાથ સ્તોત્ર ॥

નમદ્દેવ નાગેંદ્ર મંદારમાલા, મણિંદ છટા ધોત પાદારવિંદં; પરાનંદ સંદર્ભ લક્ષ્મી સનાથં, સ્તુવે દેવ ચિંતામણી પાર્શ્વનાથં. ॥ ૧ ॥ તમો રાસી વિત્રાસને વાસરેસં, હત ક્લેસલેશ શ્રિયાંસં નિવેસં; ક્રમાલિન પદ્માવતિ પ્રાણુનાથં. સ્તુવે૦ ॥૨॥ નવશ્રી નિવાસં નવાંભો ધનિલં, નતાનાં સ્વશ્રી દાનદાને સલિલં; ત્રિલોકસ્ય પૂજ્યં ત્રિલોકસ્ય નાથં, સ્તુવે દેવ ચિંતામણિ. ॥ ૩ ॥ હત વ્યાધિ નૃપસ્યાશ્વસેનસ્યવં સેવતંસં, જના નામનો માનસે રાજહંસં; પ્રભાત્ર પ્રભાવાહિનિ સિંધુ નાથં. સ્તુવે૦ ॥પ॥ હત વ્યાધિ વૈતાલ ભૂતાદિ દોષં, ક્રતા શેષ પૂણ્યાવલિ પૂણ્યપોષં સુખ શ્રી પરાભુત દોષાધિ નાથં. સ્તુવે૦ ॥૪॥ કલૌ ભાવિનિ કલ્પવૃક્ષોપમાનાં, જગત્પાલને સંતતિ સાવધાનં; ચિરંભેદ પાટ સ્થિતં વિશ્વનાથં. સ્તુવે૦ ॥ ૬ ॥ ઇતિ નાગેંદ્ર નરામર વંદિતપદાં ભોજ પ્રવર્તિતેજા, દેવ કુલપાટ કસ્છઃ; સજયતિ ચિંતામણિ પાર્શ્વનાથં. ॥૭॥ ઇતિ પાર્શ્વનાથ સ્તોત્રં સમાપ.



## ॥ અથ પર્યુષણા નમસ્કાર. ॥

પર્વ પજુસણ ગુંણ નિલો, નવ કલ્પિ વિહાર; ચ્યાર માસાંતર થીર રહિ, એહજ અર્દ્ધ ઉદાર. ॥૧॥ અસાઢ સુદિ ચઉદસ થકિ, સંવછરિ પચાસ; મુનિવર દિન સિતેરમે, પ-ડિકમતા ચઉમાસ. ॥ ૨ ॥ શ્રાવક પણ સમતા ધરિએ, કરે ગુરૂના બહુ માન; કલ્પસુત્ર સુવિહીત મુખે, સાંભલિએ એક તાન. ॥૩॥ જિનવર ચૈત્ય જુહારિએ, ગુરૂભક્તિ સુવિશાલ; પ્રાએ અષ્ટ ભવાંતરે; વરિએ શિવ વરમાલ. ॥૪॥ દરપણથી નિજ રૂપને, જોઈ સુદ્રષ્ટીરૂપ; દરપણ અનુભવ અરપણે, જ્ઞાંન રયણ મુનિ ભૂપ. ॥૫॥ આત્મસ્વરૂપ વીલોકતાંએ, પ્રગટ્યો મિત્ર સ્વભાવ; રાય ઉદાઈ ખાંમણા, પર્વ પજુસણ દાવ. ॥૬॥ નવ વખાંણ પૂજી સૂંણો, શુકલ ચતુર્થિ સિમા; પં-ચમિ દિન વાંચે સુંણે, હોઇ વિરાધક નિમા. ॥૭॥ એહનિ પરવે પંચમિ, સરવ સમાણિ ચોથે; ભવભિરૂ મુનિ માનશ્યે, ભાખ્યુ અરિહા નાથે. ॥ ૮ ॥ શ્રુત કેવલિ વયણા સુણીએ, લહિ માનવ અવતાર; શ્રી શુભવિરને સાસને, પામે જય જયકાર. ॥ ૯ ॥ ઇતિ પર્યુંષણા નમસ્કાર સંપૂર્ણ.

## પાર્શ્વનાથનો શ્લોક.

ક્ષિતિ મંડલ મુકુટં, ધાર્મિક નિકટં; વિશ્વ પ્રગટં,
આરૂ ભટં. ભવરેણુ સમિરં, જલ નિધિ તિરં;

સુર ગિરિ ધિરં, ગંભિરંઃ જગ ત્રય સરણું, દુર
મતિ હરણું; દુર ધર ચરણું, સુખ કરણું.
શ્રિ પાર્શ્વ જીનેદ્રં, નત નાગેદ્રં; ન મત સુરેદ્રં, ક્રિત ભદ્રંઃ ૧

## નેમનાથનો શ્લોક.

રાજં યેન સમિહતે ગજ ગત્રાટં કાસં રાજિતંઃ
નૈવાકયં ક્ષતિ માફ ચંદ્રવદનિ લિલાવતિ યોગિનંઃ
યહુ સંસાર મહા સમુદ્ર મથને ભાવિયમં પાચલેઃ
સોયં નેમિ જીનેશ્વરો વિજયતે યોગિંદ્ર ચુડામણિઃ

## ચિંતામણી પાર્શ્વનાથનો શ્લોક.

શ્રિમત માલવ દેસ ભોમિ લલના ભાલે સ્થલે,
ભુસણુંઃ સેવેયં મક્ષિસ્વરં જીન પતે પાર્શ્વ
પ્રમોદં પદં; આધિ વ્યાધિ વિનાસનં દુખ હરં,
મિથ્યા અપવાદં ન નામઃ દુષ્ટ મલેચ્છ,
રિપુ કષ્ટ હરણું શ્રિ પાર્શ્વ ચિંતામણિઃ

## ॥ અથ ચૈત્યવંદન ॥

શ્રી સિદ્ધચક્ર આરાધિયે આસો ચેતર માસ, નવદિન નવ આંબિલ કરી કીજે ઓલી ખાસ. ॥ ૧ ॥ કેશર ચંદન ઘશિ ઘણાં કસ્તુરી બરાસ, જુગતે જિનવર પૂજીઆ મયણાં મન ઉલ્લાસ. ॥ ૨ ॥ પૂજા અષ્ટ પ્રકારની દેવ વંદન ત્રણ

કાલઃ મંત્ર જપે ત્રણ કાલનો ગણણું તેર હજાર. ॥ ૩ ॥ કષ્ટ ટલ્યું ઉબર તણું જપતા નવપદ ધ્યાંન શ્રી શ્રીપાલ નરીંદ થયા વાધ્યો બમણો વાન. ॥ ૪ ॥ સાતસેં મહીપતિ સુખ લહ્યાં પોહતા નિજ આવાસ પુણ્યેં મુક્તિવધુ વરયાં પાંમ્યા લીલ વિલાસ. ॥૫॥ ઇતિ. પ્રથમ ચૈત્યવંદન. ॥૧॥

## ॥ અથ દ્વિતીય ચૈત્યવંદન લિખ્ય તે ॥

બાર ગુણ અરિહંતના તેમ સિદ્ધના આઠ છત્રીસ ગુણ આચાર્યના જ્ઞાન તણા ભંડાર. ॥ ૧ ॥ પચવીશ ગુણ ઉપાધ્યાયના સાધુ સત્યાવીશ, શ્યામ વર્ણ તનુ શોભતા જિન શાસનના ઈશ. ॥૨॥ નાણ નમું એકાવને દર્શણના શડશઠ સિત્તેર ગુણ ચારિત્રના તપના બાર પ્રધાંન. ॥ ૩ ॥ એમ નવપદ જુગતેં કરી તિન શત અડગુણ થાય, પૂજે જે ભવિ ભાવસું તેનાં પાતક જાય. ॥૪॥ પૂજ્યા મયણાંસુંદરીયેં તેમ નરપતિ શ્રીપાલઃ પુણ્યેં મુક્તિ સુખ લહ્યાં વરત્યાં મંગલ માલ. ॥ ૫ ॥ ઇતિ સંપૂર્ણ.

## ॥ અથ ચૈત્યવંદન લિખ્ય તે. ॥

**શ્રી સેત્રુંજો સીણગારહાર**, શ્રી આદિ જિનંદ; નાભીરાયા કુલ ચંદ્રમા, મારૂ દેવાનંદ. ॥૧॥ કાશ્યપ ગોત્ર ઇક્ષ્વાકવંસ, વિનિતાનો રાય; ધનુષ પાંચસે દેહમાન, સોવન સમ કાય. ॥ ૨ ॥ વૃષભ લંછન ધુરવંદિયેંએ, સંઘ સકલ

સુભ રીત; અઠાઈધર આરાધિએ, આગમવાણિ વિનિત. ॥૩॥ ઇતિ પ્રથમ ॥ ૧ ॥

---

પ્રણમું શ્રી દેવાધિદેવ, જીનવર શ્રી માહાવીર; સુરનર સેવે સંતદંત, પ્રભુ સાહસ ધિર. ॥૧॥ પરવ પજુસણ પુન્યથી, પામિ ભવિ પ્રાણી; જૈન ધરમ આરાધિએ, સમકિત હિત જાણી. ॥ ૨ ॥ શ્રી જીનપ્રતિમા પુજીએ, કિજે જનમ પવિત્ર; જીવ યત્ન કરી સાંભલો, પ્રવચન વાણી વિનિત. ॥ ૩ ॥ ઇતિ દ્વીતિયા. ॥૨॥

---

કલ્પતરૂવરકલ્પસુત્ર, પુરે મનવંછિત; કલ્પધર ધુરથી સુણો, શ્રી વીરચરીત્ર. ॥ ૧ ॥ ક્ષત્રીકુંડે નરપતિ, સિદ્ધારથ રાય; રાણી ત્રીસલાતણી કુખે, કંચન સમ કાય. ॥ ૨ ॥ પુષ્પોતરવરથી ચવિએ, ઉપન્યા પુન્ય પવિત્ર; ચતુરા ચઉદ સુપન લહે, ઉપજે વિનય વિનીત. ॥૩॥ ઈતિ ત્રતિય ॥૩॥

---

સુપન વિધિ કહે સુત હોસે, ત્રિભુવન સિણગાર તે દિનથી રીદ્ધે વધ્યા, ધન અખુટ ભંડાર. ॥ ૧ ॥ સાઢાસાત દિવસ અધિક, જનમ્યા નવ માસે; સુરપતિ કરે મેરૂ સીખરે, ઓચ્છવ ઉલ્લાસે. ॥ ૨ ॥ કુંકુમ હાથા દિજિયેંએ, તોરણ ઝાક-

જમાલ; હરખે વિર ઝુલરાવિએ, વાણિ વિનિત રસાલ. ॥૩॥ ઇીત ચતુર્થ. ॥ ૪ ॥

---

જિનનિ બહિન સુદર્શના, ભાઇ નંદિ વર્દ્ધન; પરણિ જસોદા પદ્મનિ, વિર સુકોમલ રત્ન. ॥૧॥ દેઈ દાન સંવચ્છરી, લેઇ દિક્ષા સ્વામી; કર્મ ખપી થયા કેવલી, પંચમ ગતિ પામી. ॥ ૨ ॥ દિવાલી દિવસ થકીએ, સંઘ સકલ સુભરીત; અઠમ કરી તેલા ધરી, સુણજો એકહ ચિત. ॥૩॥ ઇતિ પંચમ. ॥ ૫ ॥

---

પાસ જિણેસર નેમનાથ, સમુંદ્ર શ્રીવીષ્ણુકુમાર; સુણીએ આદિશ્વર ચરીત્ર, વલી જીનના અંતર. ॥૧॥ ગોતમાદિકથી રાવલી, સુધ સમાચારી; પરમહિત ચોથેદિને, ભાંખ્યો ગણુધારી. ॥ ૨ ॥ જ્ઞાન દરસન ચારીત્રતપએ, જિનધર્મ જિનચિત; જિન પ્રતિમા જિન સારીખી, વંદૂ સદા વિનિત. ॥ ૩ ॥ ઈતિ ષષ્ટમ્. ॥ ૬ ॥

---

પર્વરાજ સંવચ્છરી, દિન દિન પ્રત્યે સેવો; શ્લોક બારસેં કલ્પસૂત્ર, સુણો વીર મુનિ મુખ એવો. ॥ ૧ ॥ પરમ પટોધર બાર બોલ, ભાખ્યા ગુરૂ હિર; સંપ્રતિ શ્રી વીજય-

સેન સુરી, ગચ્છગણુધિર. ॥૨॥ જિન શાસન સોભા કરૂએ, પ્રીતીવીજય કહે સીસ; વિનયવિજય કહે વીરને, ચરણે નામુ સીસ. ॥ ૩ ॥ ઇતિ સપ્તમ. ॥ ૭ ॥

---

વડા કલ્પપુરવદિને, ઘરે કલ્પને લાવો; રાતિ જગા પ્રમુખે કરી, શાસન સોહાવો. ॥ ૧ ॥ હયગય સીણુગારી કરી, કુમર લાવો ગુરૂ પાસે; વડા કલ્પદિન સાંભલો, વિર ચરીત્ર ઉલ્લાસે. ॥૨॥ છઠ દ્વાદસ તપ કીજીયેં, ધરીયેં સુભ પરીણામ; સાહમી વચ્છલ પરભાવના, પૂજા અભિરામ. ॥૩॥ જિન ઉતમ ગૌતમ પ્રત્યેએ, કહેજ્યો એકત્રીસવાર; ગુરૂમુખ પદમે ભાવસું, સુણેતો પામે પાર. ॥૪॥ ઈતિ અષ્ટમ ॥૮॥

---

નવ ચોમાસી તપ કરયા, ત્રણ માસી દોય; દોય દોય અઢિમાસી તિમ, દોઢમાસી હોય. ॥૧॥ બહોતરપાસ ખમણ કરયા, માસ ખમણ કરયા બાર; ખટમાસી આદરયા; બાર અઠમ તપ સાર. ॥ ૨ ॥ ખટમાસીએકતિમકર્યો, પણ દિન ઓણ ખટમાસ; બસે ઓગણત્રીસ છઠ ભલા, દિક્ષા દિન એકખાસ. ॥૩॥ ભદ્ર પ્રતિમા દોયતિમ, પારણ દિન જાસ; દ્રવ્યાહાર પાનક કહ્યો, ત્રણસે ઓગણપંચાસ. ॥૪॥ છદ્મસ્થે ઈણીપરે રહ્યા, સહ્યાપરી સહઘોર; સુકલ ધ્યાન અનલે કરી,

બાલ્યાં કર્મ કઠોર. ॥૫॥ સુક્લ ધ્યાન અંતર રહ્યાએ, પામ્યા કેવલ નાણ; પદ્મવિજય કહે પ્રણમતાં, લહિએનિતું કલ્યાણ. ॥ ૬ ॥ ઈતિશ્રી પર્યુંષણ ચૈત્ય૦ સમાપ્ત.

## ॥ સિદ્ધચક્રજીનું ચૈત્યવંદન ॥

શ્રીસિદ્ધચક્ર આરાધતાં; સુખ સંપત્તિ લહિએ; સુર તરૂ સુરરમણી થકી, અધિકજ મહિમા કહિએ ॥ ૧ ॥ અષ્ટકર્મ હાંણી કરી, શિવ મંદીર રહીએ; વિધિ શું નવપદ ધ્યાનથી, પાતીક સવી દહિએ ॥ ૨ ॥ સિદ્ધચક્ર જે સેવશે, એકમના નરનાર; મન વાંછિત ફલ પામશે, તે સવિ ત્રિભોવન મોઝાર ॥ ૩ ॥ અંગ દેશ ચંપા પુરી, તસ કેરો ભૂપાલ; મયણા સાથે તપ તપે, તે કુંવર શ્રીપાલ ॥ ૪ ॥ સિદ્ધ ચક્રજીના નમન થકી, જસ નાઠા રોગ; તતક્ષણ ત્યાંથી તે લહે, શિવસુખ સંજોગ ॥ ૫ ॥ સાતસેં કોડી હોતા, હુવા નિરોગી જેહ; સોવનવાને જલહલે, જેહની નીરૂપમ દેહ ॥ ૬ ॥ તેણે કારણ તમે ભવી જનો, અહઊઠી ભકતે; આસો માસ ચૈત્ર થકી, આરાધો જુગતે ॥ ૭ ॥ સિદ્ધ ચક્ર ત્રણ કાલના, વંદો વલી દેવ; પડિકમણું કરી ઉભય-કાલ, જિનવર મુની સેવ ॥ ૮ ॥ નવપદ ધ્નાન હૃદે ધરો, પ્રતિપાલો ભવિ શીયલ; નવપદ આંબિલ તપ તપો, જેમ હોય લીલમ લીલ ॥ ૯ ॥ પહેલો પદ અરિહંતનો, નિત્ય

કીજે ધ્યાન; બીજો પદ વલી સિદ્ધનો, કરીએ ગુણ ગ્રામ ॥ ૧૦ ॥ આચારજ ત્રીજે પદે, જપતાં જય જયકાર; ચોથો પદ ઉવઝાયનો, ગુણ ગાઉ ઉદાર ॥ ૧૧ ॥ સરવસાધુ વંદુ સહી, અઢી દ્વીપમાં જેહ; પંચમ પદમાં તે સહી, ધરજો ધરી સનેહ ॥ ૧૨ ॥ છઠે પદે દરસણ નમું, દરશન અજવાલું; જ્ઞાન પદ નમું સાતમેં, તેમ પાપ પખાલું ॥૧૩॥ આઠમે પદ રૂડે જપું, ચારિત્ર સુસંગ; નવમેં પદ બહુ તપ તપો, જિમ ફલ લહો અભંગ ॥ ૧૪ ॥ એહી નવપદ ધ્યાનથી, જપતાં નાઠે કોડ; પંડિત ધીર વિમલ તણો, નય વંદે કર જોડ ॥ ૧૫ ॥

---

## ॥ શ્રીપાર્શ્વજીનસ્તુતિઃ ॥

અગ દેશ ચંપાપૂરવાસી મયણાંસુ શ્રીપાલેખાસી સમકીત સુંમનવાસી, આદિ જિણેસરના ઉજઝાસી ભાવ પૂજા કીધી મન આસી ભાવ ધરી વીસવાસી ॥ ગલિત કોઢ ગયો તિણે નાસી સુવિધસું સીદ્ધચક્ર ઉપાસી થયો સ્વર્ગનીવાસી, આસો ચૈત્રની પૂરણ માસી પ્રેમે પૂજ્યો ભક્તિ વિકાસી આદિ પુરૂષ અવિનાસી. ॥ ૧ ॥ કેસર ચંદન મ્રગ મદ ઘોલી હરખેસુભરીહેમ કચોલી સુદ્ધ જલે અંઘોલી, નવ આંબિલનિ કીજે ઓલી આસો સુદ સાતમથી ખોલી પુજો

શ્રી જિન ટોલિ ॥ ચિહુ ગતિનિ મહા પદ ચોલી દુરગતિનાં દુઃખ દુરે ઢોલિ કરમ નિકાચિત રોલિ, ક્રોધ કષાય તણો મદ હોલી જિમ સીવ રમણી ભમર ભોલિ પાંમો સુખની ઓલી. ॥ ૨ ॥ આસો સુદિ સાતમ સુવિચ્ચારી ચૈત્રી પણી ચિત સુંનર ધારી નવ આંબેલની સારી, ઓલી કીજે આલસવારી પુનિમલગે સચિત્ત પરિહારી દેહ રે દેવ જુહારી ॥ પડિકમણોબેકીજેધારી સિદ્ધચક્ર પૂજો સુખકારી શ્રી સીદ્ધાંતમઝારિ, શ્રી જિન ભાષીત પર ઉપગારી નવ પદ જાપ જપો નરનારી જિમ લહો મુગતિની ચારી ॥ ૩ ॥ સાંમ ભમર સમવરણી કાલિ અતિ સુંદર સોહે સુકમાલી જાંણે રાજ મરાલી, ઝલહલ ચક્ર ધરે રૂપાલી શ્રીજિનશાસન નીરખવાલી ચક્રેસ્વરી મે ભાલી, જે ઓલી કરે ઉજમાલી તેહનાં વીઘન હરે સાબાલી સેવક જિન સંભાલિ, ઉદય રત્ન કહે આસનવાલી જે જિન નાંમ જપે જપ માલી તે ઘર નીત્ય દીવાલી. ॥ ૪ ॥ ઇતિ સંપૂર્ણ. ॥

## ॥ સિદ્ધચક્રસ્તુતિ ॥

વીરજિનેશ્વર અતિ અલવેસર, ગૌતમ ગુણના દરીઆજી; એકદીન આણા વીરની લેઇને, રાજગ્રહી સંચરીઆજી; શ્રેણીકરાજા વંદન આવ્યા, ઉલટ મનમાં આણીજી; પર્ષદા આગલ બાર બીરાજે, હવે સુણો ભવી પ્રાણિજી. ॥ ૧ ॥

માનવ ભવ તુમે પુણ્યે પામ્યા, શ્રીસિદ્ધચક્ર આરાધોજી; અરિહંત સિદ્ધ સૂરિ ઉવઝાયા, સાધુ દેખિ ગુણ વાધેજી ॥ દરશણ નાણ ચારિત્ર તપ કીજે, નવપદ ધ્યાન ધરીજે જી; ધુર આશોથી કરવાં આંબિલ, સુખ સંપદા પામિજે જી. ॥૨॥ શ્રેણિક રાય ગૌતમને પુછે, સ્વામી એ તપ કેણે કીધોજી; નવ આંબીલ તપ વીધિસું કરતાં, વંછીત સુખ કેણે લીધોજી; મધુરિ ધ્વનિ બોલ્યા શ્રીગૌતમ. સાંભળો શ્રેણિકરાય વયણાંજી, રોગ ગયોને સંપદા પામ્યાં; શ્રી શ્રીપાલને મયણાંજી. ॥ ૩ ॥ રૂમઝુમ કરતી પાયે નેઉર, દીસે દેવી રૂપાલીજી; નામ ચક્કેસરિનેં સિદ્ધાઈ, આદી જીનવીર રખવાલીજી. વીઘન કોડ હરે સહુ સંઘનાં, જે સેવે એના પાયજી; ભાણ વીજય કવી સેવક નય કહે, સાનિધ કરજો માયજી. ॥ ૪ ॥ ઈતિ૦

## ॥ સિદ્ધચક્રસ્તુતિ ॥

શ્રીસિદ્ધચક્ર સેવો સુવીચાર, આણી હયડે હરખ અપાર, જીમ લહો સુખ શ્રીકાર, મનસુદ્ધે ઓલી તપ કીજે, અહો નિશિ નવપદ ધ્યાન ધરીજે; જિનવર પૂજા રચી જે, પડિકમણાં દોય ટંકનાં કીજે; આઠે થુઈએ દેવ વંદીજે. ભૂમિ સંથારો કીજે, મખાં તણો કીજે પરીહાર; અંગે શિયલ ધરીજે સાર, દીજે દાન અપાર. ॥ ૧ ॥ અરિહંત

સિદ્ધ આચાર્ય નમિજે, વાચક સર્વે સાધુ વંદિજે; દંસણ નાણ ગુણિજે, ચારીત્ર તપનું ધ્યાન ધરિજે. અહો નિશિ નવપદ ગુણણું ગણિજે, નવ આંબિલ પણ કીજે; નિશ્ચલ રાખી મન હો નિશ્ચ, જપીએ પદ એક એક ઇશ; નોકરવાલી વીશ. છેલ્લે આંબિલ મોટો તપ કીજે. સતર ભેદી જિન પૂજા રચીજે, માનવ ભવ લાહો લીજે. ॥૨॥ સાતસેં કુષ્ટિયાના રોગ, નાઠા યંત્ર નમણ સંજોગ; દુર હુઆ કર્મના ભોગ, અઢારે કુષ્ટ દુરે જાએ; દુઃખ દોહગ દુર પલાએ, મનવંછિત સુખ થાય. નિરધનીયાનેં દે બહું ધન્ન, અપુત્રિયાને દે પુત્ર રતંન, જે સેવે સુદ્ધ મન્ન; નવકાર સમો નહી કોઈ મંત્ર, સેવો ભવી હરખંત. ॥ ૩ ॥

જીમ સેવ્યા મયણાં શ્રીપાલ, ઉમર રોગ ગયો સુખ રશાલ; પામ્યા મંગલ માલ, શ્રીપાલ તણિ પેરે જે આરાધે. દીન દીન દોલત તસ ઘર વાધે. અતિ શિવસુખ સાધે, વિમલેશ્વર યક્ષ સેવા સારે, આપદા કષ્ટને દુર નિવારે; દોલત લક્ષ્મી વાધે, મેઘવીજય કવીયણના શીષ્ય, આણી હૈયડે ભાવ જગદીશ, વીનય વંદે નિશદીશ. ॥ ૪ ॥ ઈતિ.

## ॥ અથ શ્રીસિદ્ધચક્રસ્તુતિ ॥

જિન શાસન વંછિત, પૂરણ દેવ રસાલ; ભાવેં ભવી ભણીયેં, સિદ્ધચક્ર ગુણમાલ. ત્રિહું કાલે એહની, પૂજા કરે

ઉજમાલ; તે અમર અમરપદ, સુખ પામે સુવિશાલ. ॥૧॥ અરિહંત સિદ્ધ વંદો, આચારજ ઉવજ્ઝાય; મુનિ દરિસણ નાણ, ચરણ તપ એ સમુદાય; એ નવપદ સમુદિત, સિદ્ધચક્ર સુખદાય; એ ધ્યાનેં ભવિનાં, ભવકોટિ દુઃખ જાય. ॥ ૨ ॥ આસો ચૈત્રીમાં, શુદિ સાતમથી સાર; પૂનમ લગેં કીજેં, નવ આંબિલ નિરધાર; હોય સહસ ગણેવું, પદ સમ સાડા ચાર; એકાશી આંબિલ તપ, આગમને અનુસાર. ॥ ૩ ॥ સિધ્ધચક્રનો સેવક, શ્રી વિમલેસર દેવ; શ્રીપાલ તણી પરેં, સુખ પૂરે સ્વયમેવ; દુઃખ દોહગ નાવે, જે કરે એહની સેવ; શ્રીસુમતિ સુગુરૂનો, રામ કહે નિત્યમેવ. ॥ ૪ ॥ ઇતિ. ॥

## ॥ શ્રીપજુસણનું સ્તવન. ॥

પ્રભુ વીરજિણ વિચારી, ભાંખ્યા પર્વ પજોસણ ભારી, આખા વર્ષમાં એ મોટા દિન આઠ નહિ તે છોટા રે; એ ઉત્તમ ને ઉપગારી, ભાંખ્યા પર્વ પજોસણ ભારી ॥ ૧ ॥ જેમ ઓષધ માંહે કહિયે, અમૃતને સારૂ લઇયે રે; એ મંત્ર માંનવકારભારો, ભાંખ્યા પર્વ પજોસણ ભારી. ॥ ૨ ॥ તારા ઇદ્રમા મોટો ચંદ્ર, સુર નર માંહેં જેમ ઇંદ્ર રે; એ સતીયો માંહે સીતા નારી; ભાખ્યાં પર્વ પજોસણ ભારી. ॥ ૩ ॥ વૃક્ષ માંહિ કલ્પતરૂ સારો, એમ પર્વ પજોસણ

ધારો રે; સૂત્રમાં કલ્પ ભવતારી, ભાખ્યાં પર્વ પજોસણુ ભારી. ॥ ૪ ॥ તે દીવસ રાખી સમતા, છોડો મોહ માયાને મમતા રે; સમતા રસ દિલમાં ધારી, ભાંખ્યા પર્વ પજોસણુ ભારી ॥ ૫ ॥ જો બને તો અઠ્ઠાઈ કીજે, વલિ માસ ખમણુ તે લીજે રે; એ સોલે ભત્તાનિ બલિહારી, ભાંખ્યા પર્વ પજુસણુ ભારી. ॥ ૬ ॥ નહિ તો ચાર છઠ્ઠતો લહિયે, વલિ અઠમ કરી દુઃખ સહિયે રે; એ તે પ્રાણી જુજ અવતારી, ભાંખ્યા પર્વ પજોસણુ ભારી. ॥ ૭ ॥ નવ પુર્વ તણો સાર લાવી, એક કલ્પ સૂત્ર બનાવી; એ ભદ્ર બાહુ વીર અનુસારી, ભાંખ્યા પર્વ પજોસણુ ભારી. ॥ ૮ ॥ સોના રૂપાના પુલડા ધરીયે, એક કલ્પની પૂજા કરીયે રે; એ શાસ્ત્ર અનોપમ ગારી, ભાંખ્યા પર્વ પજોસણુ ભારી. ॥ ૯ ॥ સુગુરૂ મુખથી તે સાર, સુણે અખંડ એકવીસ વાર રે; એ જુવે અષ્ટ ભવે સિવધ્યારી, ભાંખ્યા પર્વ પજોસણુ ભારી. ॥ ૧૦ ॥ ગીત ગાય વાજિંત્ર બજાવે, પ્રભુજીની આંગીર ચાવે રે; કરો ભકિત વાર હજારી, ભાંખ્યા પર્વ પજોસણુ ભારી. ॥ ૧૧ ॥ એવા અનેક ગુણુના ખાણી, તે પર્વ પજોસણુ જાણી રે; એસેવો દાન દયા મનોહારી, ભાંખ્યા પર્વ પજોસણુ ભારી. ॥॥ ૧૨ ॥ ઇતિ.



## ॥ અથ સિદ્ધચક્રની થુઈ ॥

અરિહંત નમો વલિ સિદ્ધ નમો, આચારજ વાચક સાહુ નમો; દર્શન જ્ઞાન ચારિત્ર નમો, તપ એ સિદ્ધચક્ર સદા પ્રણમો. ॥ ૧ ॥ અરિહંત અનંત થયા થાશે, વલિ ભાવ નિખેપે ગુણ ગાશે; પડિક્કમણા દેવ વંદન વિધિશું, આંબિલ તપ ગણુણું ગણો વિધિશું. ॥ ૨ ॥ છરિ પાલી જે તપ કરશે, શ્રીપાલ તણી પરેં ભવ તરશે; સિદ્ધચક્રને કુણ આવે તોલે; એહવા જિન આગમ ગુણ બોલે. ॥૩॥ સાડાચારેં વરસે તપ પુરૂં, એ કર્મ વિદારણ તપ શુરૂં; સિદ્ધચક્રને મન મંદિર થાપો, નય વિમલેસર વર આપો. ॥ ૪ ॥ ઈતિ. ॥

## ॥ મહાવીર સ્વામીની થોય. ॥

ગંધારે મહાવીર જીણંદા, જેહને સેવે સુરનર ઈંદા; દીઠે પરમાનંદા, ચૈતર સુદ તેરશ દીન જાયા. છપ્પન દીગ કુમરી ગુણ ગાયા, હરખ ધરી હુલરાયા; ત્રીસ વરસ પાલી ઘરવાસ, માગશર વદ દશમી વ્રત જાસ. વીચરે મન ઉલ્લાસ, એ જીન સેવો હીતકર જાણી; એહથી લહીએ શીવ પટ-રાણી, પુન્ય તણી એ ખાણી. ॥૧॥ ગાથા.

રીષભ જીનેશ્વર તેર ભવ સાર, ચંદ્ર પ્રભુ ભવ આઠ

ઉદાર; શાંતી કુમાર ભવ બાર, મુનીસુવ્રતને નેમ કુમાર. તે જીનના નવ નવ ભવ સાર, દશ ભવ પાર્શ્વ કુમાર; સતાવીશ ભવ વીરના કહીએ, સતર જીનના ત્રણ ત્રણ લહીએ, જીન વચને સદહીયે. ચોવીસ જીનનો એહ વીચાર; એહથી લહીએ ભવનો પાર, નમતાં જય જયકાર. ॥ ૨ ॥ ગાથા.

વૈશાખ સુદ દશમી લહી નાણુ, સીંહાસન બેઠા વર્ધમાન; ઉપદેશ દે પ્રધાન, અગ્નિ ખૂણે હવે પર્ખંદા સુણીએ. સાધ્વી વૈમાનીકની દેવીયો આણીએ, મુનીવર ત્યાંહીજ ભણીએ; વ્યંતર જયોતીશી ભુવન પ્રતીસાર, એહને નૈરૂત ખુણે અધિકાર. વાયવ્ય ખુણે એની નાર, ઇશાને સોહીએ નર નાર; વિમાનીક સુર થઈ પર્ખંદા બાર, સુણે જીન વાણી ઉદાર. ॥ ૩ ॥ ગાથા.

ચક્કેસરી અજીયા દુરિઆરિ, કાલી મહા કાલી મનોહારી; અચુઅ સંતા સારી, જવાલા સુતારયા અશોયા. સિરી વસ્તાવર ચંડા માયા, વીજ્યાંકુશી સુખદાયા; પન્નત્તી નિવ્વાણી અચ્ચુઆ ધરણી, વૈરૂટદત ગંધારી અઘ હરણી. અંબા પઉમા સુખ કરણી; સીધાઈ શાસન રખવાલી, કનક વિજય બુધ આનંદ કારી, જશ વિજય જયકારી. ॥ ૪ ॥

## ॥ નેમનાથની થોય. ॥

શ્રીગિરનાર શિખર સીણગાર, રાજેમતિ હૈડાનો હાર;

જીનવર નેમ કુમાર; પુરણુ કરૂણા રસ ભંડાર, ઉગાર્યાં પશુંયાં એ વાર, સમુદ્રવિજય મલ્હાર; મોર કરે મધુરા કિંગાર, વિચ વિચ કોયલના ટહુકાર, સહસા ગમે સહકાર; સહસા વનમાં હુવા અણુગાર, પ્રભુજી પામ્યા કેવલ સાર, પહોંત્યા મુક્તિ મોઝાર. ॥ ૧ ॥ ગાથા.

સિદ્ધગિરિ એ તીરથ સાર, આબુ અષ્ટાપદ સુખકાર, ચેત્રકુટ વૈભાર; સોવનગિરિ સમ્મેત શ્રીકાર. નંદીશ્વર વર દ્રીપ ઉદાર, જીહાં બાવન વિહાર; કુંડલ રૂચકને ઇક્ષુકાર, શાશ્વતા અશાશ્વતા ચૈત્ય વિચાર, અવર અનેક પ્રકાર; કુમતી વયણેમ ભુલ ગમાર; તીરથ ભેટે લાભ અપાર, ભવીયણુ ભાવે જુહાર. ॥ ૨ ॥ ગાથા.

પ્રગટ છઠ્ઠે અંગે વખાણી, દ્રૌપદી પાંડવની પટરાણી, પુજા જીન પ્રતીમાની; વિધિશું કિધી ઉલટ આણી, નારદ મિથ્યા દ્રષ્ટી અન્નાણી, છાંડયો અવિરતી જાણી; શ્રાવક કુલનીએ સહી નાણી, સમકીત આલાવે અખ્યાણી. સાતમે અંગે વખાણી; પુજનીક પ્રતીમા અંકાણી; ઇમ અનેક આગમની વાણી, તે સુણજો ભવી પ્રાણી. ॥ ૩ ॥ ગાથા.

કટે કટીમેખલ ઘુઘરીઆલી, પાય નેઉર રમઝમ ચાલી, ઉજ્જતગિરિ રખવાલી; અધરલાલ જીસ્યા પરવાલી. કંચન વાન કાયા સુકુમાલી, કર લહકે અંબાડાલી; વૈરીને લાગે

વિકરાલી, સંગના વિઘ્ન હરે ઉજમાલી. અંબા દેવી મયાલી; મહિમા એ દશો દીશ અજુઆલી; ગુરૂશ્રી સંઘવિજય સંભાલી, દીન દીન નિત્ય દિવાલી. ॥ ૪ ॥ ગાથા સંપુર્ણ.

---

## મુહુપત્તિના પચાસ બોલ.

સૂત્ર અર્થ તત્વ કરી સદ્દહુ ૧ સમકિત મોહની, ૨ મિશ્રમોહની, ૩ મિથ્યાત્વ મોહની પરીહરૂં. ૪ કામરાગ. ૫ સ્નેહરાગ. ૬ દ્રષ્ટીરાગ પરીહરૂં. ૭ સુદેવ. ૮ સુગુરૂ. ૯ સુધર્મ આદરૂં. ૧૦ કુદેવ. ૧૧ કુગુરૂ ૧૨ કુધર્મ પરીહરૂં. ૧૩ જ્ઞાન ૧૪ દર્શન ૧૫ ચારિત્ર આદરૂં. ૧૬ જ્ઞાન ૧૭ દર્શન ૧૮ ચારિત્રની વિરાધના પરીહરૂં. ૧૯ મનગુપ્તિ ૨૦ વચનગુપ્તિ ૨૧ કાયગુપ્તિ આદરૂં. ૨૨ મનદંડ ૨૩ વચનદંડ ૨૪ કાયદંડ પરિહરૂં. ૨૫

હાસ્ય ૧ રતિ ૨ અરતિ ૩ પરીહરૂં ડાબે હાથે પડીલેહવા. ભય ૪ શોક ૫ દુગંચ્છા ૬ પરીહરૂં. જમણે હાથે પડીલેહવા. કૃષ્ણલેશ્યા ૭ નીલલેશ્યા ૮ કાપોતલેશ્યા ૯ પરી હરૂં. માથા ઉપર પડીલેહવા.

રસગારવ ૧૦ રિદ્ધિગારવ ૧૧ સાતાગારવ ૧૨ પરીહરૂં. મોઢે પડીલેહવા.

માયાશલ્ય ૧૩ નિયાણશલ્ય ૧૪ મિથ્યાત્વશલ્ય ૧૫ પરીહરૂં. છાતી આગળ પડીલેહવા.

ક્રોધ ૧૬ માન ૧૭ પરીહરૂં. પુંઠે ડાબે ખભે પડીલેહવા.
માયા ૧૮ લોભ ૧૯ પરીહરૂં. પુંઠે જમણે ખભે પડીલેહવા.
પૃથ્વીકાય ૨૦ અપકાય ૨૧ તેઉકાયની જયાણા કરૂં. ૨૨ ડાબે પગે પડીલેહવા.

વાઉકાય ૨૩ વનસ્પતિકાય ૨૪ ત્રસકાયની રક્ષા કરૂં. ૨૫ જમણે પગે પડીલેહવા.

તે મધ્યે સાધુ શ્રાવકને બોલ ૫૦ કહેવા અને લેશ્યા ૩ શલ્ય ૩ કષાય ૪ એ દશ શીવાય બોલ ૪૦ સાધ્વી શ્રાવિકાને કહેવા.

---

## પંચપરમેષ્ટિના અર્થ તથા તેના ૧૦૮ ગુણ.

અરિહંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પંચપરમેષ્ટિ છે, તેનો કંઇક અર્થ નીચે કહીએ છીએ.

અરિહંત–અરિ+હંત–અરિ કહેતાં રાગદ્વેષાદિ જે શત્રુ, તેનો હંત કેહેતાં હણનાર બાર ગુણે કરી સહિત સમવસરણને વિષે બિરાજમાન વિહરમાન તીર્થંકર

જે શ્રી અરિહંત તેમને પ્રથમ નમસ્કાર. તેમના બાર ગુણનાં નામ. ૧ અશોકવૃક્ષ, ૨ ફૂલની વૃષ્ટિ, ૩ દિવ્યધ્વની, ૪ ચામર, ૫ સિંહાસન, ૬ ભામંડલ, ૭ દુંદુભિ, ૮ છત્ર એ આઠ પ્રતિહાર્ય હમેશાં ભગવાનની સાથે રહે છે. તે આઠ ગુણ તથા ૯ અપાયાપગમા અતિશય.[૧] ૧૦ જ્ઞાનાતિશય, ૧૧ પૂજાતિશય, ૧૨ વચનાતિશય.

સિદ્ધ—જે સર્વ કર્મનો ક્ષય કરી લોકના અંતે સિદ્ધ સિલા ઉપર પોતાની કાયાનો ત્રીજો ભાગ ઉણો કરતાં બે ભાગની અવગાહનાયે બિરાજમાન થયા છે. તેવા આઠ ગુણે કરી સહિત સિદ્ધ ભગવાનને બીજો નમસ્કાર. આઠ ગુણનાં નામ. ૧ કેવલજ્ઞાન, ૨ કેવલદર્શન, ૩ અવ્યાબાધ સુખ, ૪ ક્ષયિક સમ્યકત્વ, ૫ અક્ષય સ્થિતિ, ૬ અરૂપી. ૭ અગુરૂ લઘુ, ૮ અનંત બળ.

આચાર્ય—જે સાધુઓમાં રાજા સમાન છત્રીસ ગુણે કરી સહિત હોય, તથા સાધુઓને સૂત્રના અર્થ ભણાવે તે આચાર્ય ભગવાનને ત્રીજો નમસ્કાર. આચાર્યના છત્રીસ ગુણનું વર્ણન નીચે પ્રમાણે.

---

૧ અપાયાપગમા અતિશય એટલે ભગવાન જ્યાં વિચરે ત્યાંથી ફરતાં સવાસો જોજન સુધીમાં પ્રાયઃ કોઈ પ્રકારનો ઉપદ્રવ થાય નહીં.

ફરસ, રસ, ઘ્રાણ, ચક્ષુ અને શ્રોત, એ પાંચ ઇંદ્રિયોના જે ૨૩ વિષય છે તે વિષયોને રોકવા એ પાંચ ગુણ, તથા નવ પ્રકારની બ્રહ્મચર્ય વ્રતની ગુપ્તિને ધારણ કરવી તે નવ ગુણ તથા ક્રોધ, માન, માયા, લોભ એ ચાર કષાયને તજવા એ ચાર ગુણ એ અઢાર ગુણ થયા.

ફરસ ઇંદ્રિના વિષય ૮—હળવો, ભારે, લુખો, ચોપડો, ખરબચડો, સુંવાલો, ટાઢો અને ઉન્હો.

રસ ઇંદ્રિના વિષય ૫—મીઠો, ખાટો, કડવો, કષાયલો અને તીખો.

ઘ્રાણ ઇંદ્રિના વિષય ૨—સુરભિગંધ અને દુરભિગંધ.

ચક્ષુઇંદ્રિના વિષય ૫—સફેદ, કાલો, પીલો, લીલો અને રાતો.

શ્રોતઇંદ્રિયના વિષય ૩—સચિત્ત, અચિત્ત અને મિશ્ર.

## શિયળવ્રતની નવ વાડો.

૧ સ્ત્રી, પશુ અને નપુંસક થકી રહિત એવા સ્થાનકમાં વસે.

૨ સ્ત્રીની સાથે સરાગપણે કથા વાર્તા કરે નહીં.

૩ સ્ત્રી બેઠી હોય તે આસને પુરૂષ બે ઘડી સુધી બેસે નહીં અને પુરૂષ બેઠો હોય તે આસને સ્ત્રી ત્રણ પહોર સુધી બેસે નહીં.

૪ સ્ત્રીનાં અંગોપાંગ સરાગપણે જુવે નહીં.

૫ જ્યાં સ્ત્રી પુરૂષ સુતાં હોય તથા કામ ક્રીડા વિષે વાતો કરતાં હોય ત્યાં ભીંત પ્રમુખના આંતરે રહે નહીં.

૬ પૂર્વે પોતે સ્ત્રી સાથે ભોગવેલાં સુખ સંભારે નહીં.

૭ સરસ સ્નિગ્ધ આહાર કરે નહીં કેમકે તેથી વિકાર જાગે.

૮ નિરસ એવો પણ આહાર અધિક લે નહીં.

૯ શરીરની શોભા વિભુષા ન કરે.

પાંચમહાવ્રત—૧ પ્રાણાતિપાત વિરમણ એટલે જીવહિંસા ન કરવી, ૨ મૃષાવાદ વિરમણ એટલે જુઠું ન બોલવું. ૩ અદત્તાદાન વિરમણ એટલે ચોરી ન કરવી. ૪ મૈથુન વિરમણ એટલે શિયળ પાળવું. પરિગ્રહ વિરમણ એટલે ધન ધાન્યાદિ પરિગ્રહ ન રાખવો એ પાંચ ગુણ.

પાંચ પ્રકારના આચાર—૧ જ્ઞાનાચાર એટલે જ્ઞાનનો વિનય. ૨ દર્શનાચાર એટલે જૈન દર્શનનો વિનય, ૩ ચારિત્રાચાર એટલે શુદ્ધ ચારિત્ર પાળવું, ૪ તપાચાર એટલે બારેભેદે તપ કરવું, ૫ વીર્યાચાર એટલે શકિત પ્રમાણે ધર્મમાં પ્રવર્ત્તવું એ પાંચ ગુણ.

પાંચ સમિતિ—૧ ઇર્યાસમિતિ એટલે રસ્તામાં જોઇને ચાલવું. ૨ ભાષા સમિતિ એટલે સાવદ્ય વચન ન બોલવું.

૩ એષણા સમિતિ એટલે બેતાલીસ દોષ રહિત આહાર પાણી લેવાં. ૪ આદાન ભંડમત્તનિખ્ખેવણા સમિતિ એટલે પાત્ર ઉપગરણ પ્રમુખ પુંજીને મુકવાં વાપરવાં. ૫ પારિષ્ઠાપનિકા સમિતિ એટલે દલ્લો માતૃ પ્રમુખ પુંજીને પરઠવવું.

ત્રણ ગુપ્તિ—૧ મનગુપ્તિ એટલે આર્ત્ત રૌદ્રધ્યાનથી મનને પાછું વાળે. ૨ વચનગુપ્તિ એટલે શાસ્ત્રાનુસારે મુખે મુહપત્તિ રાખી સાવદ્યવચન ન બોલવું. ૩ કાયગુપ્તિ એટલે કાયાને અજયણાએ ન પ્રવર્ત્તાવવી તે. એ રીતે આચાર્યના છત્રીસ ગુણનું વર્ણન કર્યું.

ઉપાધ્યાય—સાધુઓમાં આચાર્ય એ રાજા સમાન છે. અને ઉપાધ્યાય એ પ્રધાન સમાન છે. જે શિષ્યોને સૂત્રના પાઠ ભણાવે અને પચીસ ગુણે કરી સહિત છે. એવા ઉપાધ્યાયને ચોથો નમસ્કાર. તેમના પચીસ ગુણ નીચે પ્રમાણે. અગિઆર અંગ તથા બાર ઉપાંગ ભણે અને ભણાવે એ તેવીસ ગુણ તથા એક ચરણસિત્તરિ અને કરણસિત્તરિ એ બે મળી પચ્ચીસ ગુણ.

સાધુ—સર્વવિરતિ રૂપ ચારિત્ર લઈ આચાર્ય તથા ઉપાધ્યાયની આજ્ઞામાં વર્ત્તનારા એવા સત્તાવીસ ગુણે કરી સહિત સાધુને પાંચમો નમસ્કાર તેમના સત્તાવીસ ગુણ નીચે પ્રમાણે—પાંચ મહાવ્રત તથા રાત્રિભોજન ત્યાગ એ ૬, તથા છકાયના રક્ષક એ ૬, તથા પાંચ

ઇંદ્રિય અને છઠ્ઠો લોભ તેનો નિગ્રહ એ ૬ એમ ૧૮, ૧૯ ક્ષમા, ૨૦ ભાવ વિશુદ્ધ, ૨૧ પડિલેહણુ, ૨૨ સંયમ, ૨૩ અવિવેકનો ત્યાગ, ૨૪ વિકથાનો ત્યાગ, ૨૫ મન વચન કાયાના અશુભ વેપાગ્નોં ત્યાગ, ૨૬ બાવીસ પરિસહ સહન કરે, ૨૭ મરણાંત ઉપસર્ગે પણ ધર્મ મૂકે નહીં, એ રીતે પંચ પરમેષ્ઠિના સર્વ મળી ૧૦૮ ગુણ થયા તે રૂપ મહામંત્ર નવકાર છે. અને તેની નોકારવાળી ગણાય છે.

---

# સજીવ નિર્જીવ સૃષ્ટિ

યાને

## આગમ વિચાર.

૧ અપૂર્ણ આત્માઓની પ્રગતિ મુખ્યત્વે જ્ઞાનશક્તિ ઉપર આલંબી રહી છે. વ્યવહારમાં જેમ વાંચન લેખન અને ગણિતનો જાણ સારૂં જીવન ગુજારી શકે છે તેમ અધ્યાત્મ વિષયમાં પણ જીવ અજીવના સમ્યગ્ સ્વરૂપનો જાણ પોતાનું જીવન કંઇક કહેવા જેવી દશામાં નિર્વાહ કરી શકે છે. આ વિદ્યામાં નિપૂણ થનારા આગળ ઝડપથી વધે તેમાં તો નવાઇજ નથી. પશ્ચિમના જર્મની તથા અમેરીકા વગેરે

દેશોની અર્વાચીન આર્થીક સરસાઇએ તેમની પૌદ્ગલીક વિદ્યાની નિપુણતા ભારતની પ્રાચીન ધાર્મીક સરસાઇ જેમાં આર્થીક ઈશ્વરતા પણ રહેલી હતી. તે સાચી જ્ઞાનની—અધ્યાત્મ જ્ઞાનની નિપુણતા છે.

૨ જ્ઞાનને સાદા અર્થમાં જાણવાની શકિત કહીએ. જ્ઞાન એ આત્માનોજ એક ગુણ છે તથાપિ દુનીયામાં બધા સરખું જાણનારા નથી તે સંસારી જીવોની અપૂર્ણતા બતાવે છે—કે જેને આપણે 'ક્ષયોપશમ' ની વિચિત્રતાઓ લખીએ છીએ એથી કરો 'કર્મની' પ્રતીતિ અચલવા દૃઢતાથી માન્ય ઠરે છે કેમકે સુખ વિરૂદ્ધ દુઃખ શ્વેત વિરૂદ્ધ કૃષ્ણ. જન્મ વિરૂધ મરણ વિગેરેની જેમ ગુણ વિરૂદ્ધ અવગુણ દોષ છે એ સહેલાઇથી સમજાય છે. જે અવગુણ—અર્થાત્ દોષ છે તે કર્મ.

૩ કર્મ વસ્તુ જડ પુદ્ગલ દ્રવ્ય છે. ધુળની જેમ સ્વચ્છ સ્ફટીકને પણ લીન કરવું એ એનો સ્વભાવ છે. કર્મ વસ્તુ અદેહાલી છે તથાપિ મન વચન અને શરીરનાં જુદાં જુદાં લક્ષણથી તેનું કંઇક દર્શન થાય છે. જ્યાં સુધી [illegible] એ ત્રણમાંનું એક પણ લાગેલુ હોય છે ત્યાંસુધી તે સંસારીજ હોય છે. સંસાર એ કર્મ દોષથી દુષીત થયેલાઓની વિહાર ભુમી છે. જેને વિદ્વાનો ભૂલભૂલામણિ સરખી કહે છે. જ્યાં સુધી આત્મા કર્મ દોષનો ક્ષયન કરે. લાગેલા મેલને

ધાઇ ના નાખે ત્યાં સુધી એ ભુલભુલામણી બહાર નજ આવે. વિહારભૂમિ ઉપર વિના વિશ્રામે વિહરવું બંધનજ રહે. કર્મ મેલને જેઓએ સર્વથી ટાળ્યો છે તે અસંસારી સંપુર્ણ સિદ્ધ પરમાત્મા કહેવાયછે. આત્માના સ્વભાવીક જ્ઞાન દર્શન પ્રમુખ ગુણોનું પૂર્ણ સ્પષ્ટ થવું તે પરમાત્માપણું.

૪ મુખ્ય કર્મ આઠ છે તેના ઉત્તર ભેદમાં વધારેમાં વધારે ૧૫૮ પ્રકૃતિ છે જેનો વિશ્વમાં સર્વતી પ્રચાર જોઇએ છીએ. કર્મ વસ્તુ પુદ્ગલ છે અને તે ગ્રહણ કરાય છે. શબ્દ રૂપ રસગંધનો જેમ જેનું ગ્રહણ થાય તે કર્મ ગ્રહણ કરનાર આત્મ પ્રદેશો કે દેહ સબંધી શુભાશુભ ચેષ્ટા કર્મ બતાવી આપે છે અને સુખ દુઃખ તથા સંશયાદિકના જ્ઞાનથી આત્માનુ અસ્તિત્વ સમજાય છે આ આત્મ પ્રદેશો સંખ્યામાં અસંખ્ય છે તે સદા એક જુથમાંજ રહેવાવાળા છે. કદાપિ વિખુટા પડતા નથી શરીરવસ પડવાથી તેમનુ દર્શન શરીર દ્વારા થાય છે. તેમનાં શરીર બહુ જુદાં જુદાં પ્રમાણવાળા હોય છે તો પણ એક સુક્ષ્મ શરીરમાં એ બધા અસંખ્ય આત્મ પ્રદેશ અને મોટા બૃહદ્ સ્થુળ શરીરમાં પણ તેટલાજ આત્મ પ્રદેશો જાને હલકાં હોવાથી તેમના સ્થાન અનુસાર સંકોચ વિકોચ થઇ શકે છે રૂઉની જેમ પરંતુ રૂઉ દેખી શકાય તેવું છે રૂપી છે અને આત્મપ્રદેશ અરૂપી—નજરે નહીં પડનારા છે અર્થાત્ અમરજ છે.

૫ નિયમ પ્રમાણે દરેક કાર્ય કારણ પુર્વક બને છે જેમ સોનું ન હોયતો આભુષણ ન બને. લોખંડ ન હોયતો રેલના પાટા વગેરે ન બને. અજીર્ણ ન થયું હોયતો રોગ ન સંભવે. જીવ કર્મનો જે મેલાપ છે એ કાર્ય સકારણ છે. જીવ મિથ્યા ભાવવાળો થાય તો કર્મ બાંધે. જીવ કષાયી—ક્રોધી માની કપટી અને લોભી બને તો કર્મ બાંધે. જીવ કામી બને ભોગ—તૃષ્ણાવાળો રહે. અવિરતિપણું સેવે તો કર્મ બાંધે. માનસિક વાચીક અને દૈહિક વ્યાપાર ચેષ્ટા વાળો જીવ કર્મ બાંધે—પ્રમાદીજીવ નિંદ્રા—વિકથા ખોટુ બોલવા જોવા તથા સાંભળવાના રસીયા પણ કર્મ બાંધે. પુણ્ય એ કર્મની શુભ પ્રકૃતિ અને પાપ તે કર્મની અશુભ પ્રકૃતિ છે. સારાં પ્રશસ્ત કારણોથી દાનાદિકથી ન્યાયથી પુણ્ય બંધાય છે. નરસાં કારણોથી હિંસા—જુઠ ચોરી અશિયળ વિગેરે અન્યાયથી પાપ બંધાય. સંસારમાં અનુકુળ સંજોગો મળે તો પુણ્યનું ફળ પ્રતિકુળ સંજોગો તે પાપનું ફળ દેવતાઇ સુખ પુણ્યનું ફળ બતાવે છે નારકીનું દુઃખ તે પાપનું ફળ છે તિર્થંકર ભગવાનનું ઐશ્વર્ય એ પુણ્યનો આદર્શ છે. એકજ ડબામાં પુરાયેલા અગણીત પશુગણથી જેમ એકજ શરીરમાં અનન્તા જીવો સાથે રહેવું. તિર્યંચ જાતિનું નિગોદપણું એ પાપનો આદર્શ.

૬ પુણ્ય તથા પાપ બંધ તત્વમાં સમાવી શકાય છે

કેમકે જે બંધ પડે છે તે પુણ્યનો અથવા પાપનો બંધ એટલે ગાંઠ એકનું બીજા સાથે સલગ્ન થવું તે બંધ કહેવાય છે લગ્ન ગ્રંથીથી ઓળખાતો વરકન્યાનો લગ્ન સંબંધ તે એક પ્રકારનો બંધ છે લગ્નવિધાન ચાર મંગળ ફેરથી વિહીત છે. તેની જેમ કર્મ સાથે જીવનું લગ્ન યાને બંધી વિધી ચાર પ્રકારે વિહીત છે. પ્રકૃતિ–સ્થીતિ અનુભાગ અને પ્રદેશ એટલે રસ એ ચાર પ્રકારના બંધ છે. કર્મ બાંધનાર જીવ આ ચારે જાતના બંધ બાંધે છે. કર્મ બાંધતાં તેનો સ્વભાવ તેનું કાલ પ્રમાણ તેની ચિકાસ અને પુદ્ગલ પરમાણુની સંખ્યા એ સઘળુ એકી સાથે જીવ ગ્રહણ કરે છે જે સ્વભાવ તે પ્રકૃતિ, જે સ્થીતી તે કાળ પ્રમાણ, જે અનુભાગ તે ચિકાસ અને જે પ્રદેશ તે પુદ્ગલ પરમાણુંની સંખ્યા કર્મ બંધનાં કારણ ઉપર કહીજ ગયા મિથ્યાત્વ કષાય અવિરતિ અને યોગ.

૭ મિથ્યાત્વ એ અજ્ઞાન છે દરેક જન્મ ધારીને એ જાણવાની શક્તિ સ્વભાવીક હોય છે કારણ કે પ્રાણીમાત્રને નિગોદીઆને પણ અક્ષરનો અનંતમો ભાગ સદા ઊઘાડો ખુલ્લો હોય છે. આ જાણુવાની શક્તિ સઘળા જીવોની એક સરખી નથી હોતી–મોટા ભાગને અવાસિત શક્તિ હોય છે જ્યારે બાકીના બહુ અલ્પભાગને વાસિત જાણુવાની શક્તિ હોય

છે. જે અવાસિત શકિત તે અજ્ઞાન અને વાસીત શકિત તે જ્ઞાન દારૂનો ઘડો દારૂની વાસનાથી અપવીત્ર અસ્પૃશ્ય થાય છે. માસનું ભાજન પણ એવી રીતે અપવિત્ર—ગીઈ-નો ઘડો ગીઈની વાસનાથી પવિત્ર ગણાય છે. ઘડો ઘડાનુ કાર્ય કરે છે તથાપિ વાસના ભેદથી તેમાં ફરક પડયો. એક અપવિત્ર અને બીજો પવિત્ર એક અગ્રાહ્ય બીજો ગ્રાહ્ય તેની જેમ સુવાસના વાસીત જાણવાની શક્તિ તે જ્ઞાન કુવાસનાવાલુ અજ્ઞાન. જાણવાની શકતીને વાસીત કરવાવાળી શ્રદ્ધા છે સાચી શ્રદ્ધા તે સુવાસનાજ એક ગુણ છે. કર્મ લેપથી તેનો આ ગુણ પણ તરેહ તરેહના દોષોથી દુષ્ટ બને છે. ખોટી શ્રદ્ધાએ છેલ્લીજ પંકતીની કુવાસના અને સાચી શ્રદ્ધા એજ ઊંચી પંકતીની સુવાસના જાણવી.

---

## કુવાસના એજ મિથ્યાત્વ છે તેનું કીંચિત્ સ્વરૂપ નીચે પ્રમાણે.

## આશ્રવ અને મિથ્યાત્વનું સ્વરૂપ.

---

જેટલો અવગુણ અગ્નિ ન કરે, જેટલો અવગુણ વિષ ન કરે, જેટલો, અવગુણકાળોસર્પ ન કરે, તેટલો અવગુણ

મહદ્દોષરૂપ અજ્ઞાન કરે છે. માટે અજ્ઞાનરૂપ આકરો દોષ તે મિથ્યાત્વ જાણવું.

કોઇ જીવ અનેક પ્રકારે કષ્ટક્રિયા કરે તથા પંચાગ્નિ સાધના તપશ્ચર્યાદિક કરે, પાંચઇંદ્રિયોને વશ કરવા સારૂ આત્માને દમે, ધર્મને અર્થે ધન પ્રમુખનો ત્યાગ કરે, એટલાં સર્વ કાર્ય કરે, પરંતુ જો એક મિથ્યાત્વને નથી છોડતો તેની ક્રિયા વિષના સરખી કદાગ્રહ હઠરૂપ જાણવી, અને તે જીવ સંસારસમુદ્રમાં બુડે. કારણકે એક મિથ્યાત્વ છતાં સર્વ ક્રિયા સંસારહેતુ જાણવી. મિથ્યાત્વ પાંચ પ્રકારનું છે તે આગળ દેખાડે છે.

॥ दुहो ॥

डाभ अणि जलबिंदुओ, जेवो संध्या रंग ॥
इणिपरे चंचल आउखु, (जीव) जाग सके तो जाग ॥१॥

આ અસાર સંસારને વિષે સંસારી જીવ આશ્રવને વશ પડયા થકા ધર્મ પામી શકતા નથી. તે આશ્રવ શા થકી આવે છે તેનાં મૂળહેતુ ચાર છે. અને ઉત્તરહેતુ સત્તાવન છે. તે મૂળહેતુનો વિવરો લખીયે છિયે.

પ્રથમ મિથ્યાત્વ, બીજું અવ્રત, ત્રીજું કષાય, ચોથું જોગ. હવે મિથ્યાત્વ થકી મૂકાવું તે ઘણું કઠિણ છે.

જ્યાંસુધી મિથ્યાત્વ માંહેથી ગયું નથી ત્યાંસુધી કોઇ જીવ સમકિત પામી શકે નહિ, અને સમકિત વિના કોઈ જીવનું આત્મહિત કાર્ય થાય નહિ.–તે માટે પ્રથમ મિ-થ્યાત્વને તજવો. તે મિથ્યાત્વના જઘન્યથી પાંચ ભેદ છે, ઉત્તકૃષ્ટા દશ ભેદ છે. પાંચ ભેદમાં પ્રથમ—

૧ અભિગ્રહિ મિથ્યાત, તે કેવું છે, કે લીધો હઠ છોડે નહિ. કેની પેઠે કે ગધેડાના પૂછવત.

૨ અણુઅભિગ્રહી મિથ્યાત્, તે કેવું છે, સરવેને દેવ ગુરૂ જાણે પણ કોઇની પરિક્ષા જાણતો નથી, ભલા ભુંડાની ખબર નથી.

૩ અભિનિવેશિક મિથ્યાત, તે કેવું છે, ખોટું જાણે પણ છોડે નહિ; વિતરાગનો મારગ સાચો જાણે પણ આ-દરે નહિ. કેની પેઠે, જેમ પાર્શ્વનાથજીના ચારિત્રથકી ભ્રષ્ટ થઇને ઘોસાળા પાસે રહ્યા તેની પેઠે.

૪ સંસય મિથ્યાત્વ, જે વીતરાગના વચનમાં સમય સમય સંસય પડે જે કેમ એ વચન સાચું છે કે જુઠું છે; અથવા એ વાત હશે કે નહિ હોય એમ ડોલાતું મન રહે.

૫ અણુભોગ મિથ્યાત્વ કહેતાં જે અજાણપણું તે કશી ધર્મની ખબર છે નહિ. તે સર્વથી અજાણ, નબળો છે. આ વાસ્તે જે જાણ અજાણના ભાંગા આઠ છે. એ આઠ

આંગાનો વિસ્તાર ઘણો છે. તે ગ્રંથ ગોરવ થાય માટે લખ્યો નથી. તથા દશ ભેદ મિથ્યાત્વના કહ્યા છે તે શ્રી ઠાણાંગજીમાં છે તે રીતે જાણજો. એવી રીતે મિથ્યાત્વને ભજતો જીવ અનંતા કાળ પરિભ્રમણ કરે. માટે મિથ્યાત્વનો ત્યાગ કરી, દેવ ગુરૂ ધર્મને ઓળખી, સમમકિત સહિત ધર્મ કરણી કરી લેખામા આવે, અને સમકિત વિના સર્વ ધર્મ કરણી છારપર લીંપણ જેવી કાંઈ કામ આવે નહીં કહ્યું છે કે "પ્રથમ જાણ પછી કરે કીરીઆ. એ પરમાર્થ ગુણકા દરિયા." માટે દેવ ગુરૂ ધર્મને પીછાની સમકિત સહિત ધર્મ કૃત્ય કરવાં.

## સમકિતનું સ્વરૂપ.

સમકિતના ઘણા પ્રકાર છે પણ અલ્પ માત્ર લખુછું સમકિતના મુખ્ય બે પ્રકાર છે. એક વ્યવહાર સમકિત તે અને બીજું નિશ્ચય સમકિત. તેમાં વ્યવહાર સમકિત તે અઢાર દુષણ રહિત દેવને દેવ માનવા. તે અઢાર દુષણ નીચે મુજબ જાણવાં. જેમાં અંતરાય પાંચ તે—

૧ દાનાંતરાય. બીજું લાભાંતરાય, ત્રીજુ ભોગાંતરાય, ચોથું ઊપભોગાંતરાય, પાંચમું વિર્યાતરાય એ પાંચ અંતરાય તથા હાસ્ય, રતિ, અરતિ, ભય દુગંછા, શોક, કામ, મિથ્યાત્વ, અજ્ઞાન, નિંદ્રા, અવૃત, રાગ અને દ્વેષ. એ અઢાર દુષણ રહિત રિખભાદિ ચોવીશ તિર્થંકરને

શુદ્ધદેવ, તરણ તારણ, ઝાહાજરૂપ માનવા; અને જે દેવ સંસારથી તર્યા નથી તેવાને દેવ બુદ્ધિએ માનવા નહિ.

૨ ગુરૂ તે પ્રભુએ મુનિનો જે માર્ગ બતાવ્યો છે તે માર્ગે ચાલનાર, પંચ માહાવ્રતના પાળનાર, છકાયના રક્ષક, શુદ્ધ પરૂપક, તેમને ગુરૂ બુદ્ધિએ માનવા.

૩ ધર્મ તે કેવળીએ પરૂપ્યો જે આગમમાં સાત નય તથા એક પ્રત્યક્ષ, બીજુ પરોક્ષ એ બે પ્રમાણ અને ચાર નિક્ષેપે કરી સદ્દહે. આ ત્રણ તત્વ ઊપર શ્રદ્ધા રાખવી તે વ્યવહાર સમકિત.

બીજું નિશ્ચય સમકિત તે આવી રીતે–દેવ તે આપણો આત્મા જ તથા નિશ્ચય ગુરૂ તે પણ આપણો આત્મા જ. તત્વ રમણિય અને નિશ્ચય ધર્મ તે આપણા જીવનો સ્વભાવ છે. એવી સદ્દહણા તથા પોતાના આત્માનું સ્વરૂપ અને પુદ્ગલનું સ્વરૂપ જાણે. આત્મા ચેતન ગુણ છે, અને પુદ્ગલ જડ ગુણ છે, તેથી આત્મામાં સર્વ પદાર્થ જાણવાની શકિત છે, પણ કર્મે કરીને અવરાયો છે. એવો નિરધાર થવાથી બાહ્ય પદાર્થો છે તેના ઉપરથી મોહનો નાશ કરે છે. ફક્ત આત્મગુણમાં આણંદ માને છે એવી સદ્દહણા તે મોક્ષનું કારણ છે; કેમકે જીવ સ્વરૂપ

ઓળખ્યા વિના કર્મ ખપે નહિ. એવી શુદ્ધ સદ્દહણા તે નિશ્ચય સમકિત જાણવું.

એમ સમકિત સહિત અલ્પ ક્રિયા અનુષ્ઠાન ધર્મ કરણી સ્વર્ગનાં સુખ અને મોક્ષનાં શાશ્વતાં સુખ આપે છે.

जन्मदुःखं जरादुःखं, मृत्यु दुःखं पुनः पुनः ।
संसार सागरे दुःखं, तस्मात् जागृत जागृतः ॥ १ ॥

અર્થ—જન્મનું દુઃખ, જરાનું દુઃખ, વારંવાર મૃત્યુનું દુઃખ, સંસાર સમુદ્રમાં દુઃખ છે, તે કારણ માટે હે ચૈતન જાગ જાગ ॥ ૧ ॥

આ સંસાર દુઃખથીજ ભરેલો છે તેમાં અજ્ઞાનતાથીજ પ્રાણી માત્ર સુખ મેલવવાની વાંચ્છા કર્યા કરે છે પરંતુ વાસ્તવીક સુખ તેમાં છેજ નહીં પણ ચારે ગતીમાં ભ્રમણ રૂપજ છે તો ઉપરના વિચારો વાંચી મનન કરી સુદ્ધ શ્રદ્ધા પૂર્વક સમકિતને ગ્રહણ કરો કે જેનાવડે કરી આ પારાવાર સંસારના અનંત દુઃખો મટી ખરૂં સ્વભાવિક સુખ જે મોક્ષ અર્થાત્ જન્મ—જરા—અને મૃત્યુના ભય વિનાનું અનંતુ સુખ પ્રાપ્ત કરી શકાય.

બન્ધુઓ એટલાજ માટે ધર્મની કેલવણી આપણા બાલકોને આપવાની ખાસ જરૂર છે. સંસારની ચારે ગતિના ભ્રમણરૂપ કેલવણીતો આ જીવે અનંતીવાર મેલવી અને મેલવ્યાજ કરશે પરંતુ સુદ્ધ સમકિતને પમાડનારી એવી

તત્વશ્રદ્ધા રૂપ કેલવણીની ખાસ જરૂર છે માટે ગામોગામ દરેક જૈન ભાઇઓએ તનથી મનથી અને ધનથી યથાશકિત મદદ કરી જૈનશાળાઓ પાઠશાળાઓ અગર વ્યવહારિક સાથે ઉંચ્ચા પ્રકારની ધર્મ કેલવણી મલે તેવો પ્રબંધ અવશ્ય કરવોજ જોઇએ. અહીંઆ પ્રસંગોપાત સંસારનું દુઃખ બતાવવા ખાતર નિગોદનું ટુંકુ સ્વરૂપ બતાવવામાં આવે છે.

## નિગોદનું સ્વરૂપ.

ચૌદરાજ લોકમાં અસંખ્યાતા ગોળા છે. એકેક ગોળામાં અસંખ્યાતિ નિગોદ છે. એકેક નિગોદમાં અનંતા જીવ છે. નિગોદિયા જીવ સંજ્ઞીપંચેંદ્રીય મનુષ્યના એક શ્વાસોશ્વાસમાં સતરભવ જાઝેરા કરે છે. તેવા ( ઉછ્વાસ ) શ્વાસોશ્વાસ એક મુહુર્ત્તમાં ૩૭૭૩ થાય છે. નિગોદિયા જીવ એક મુહુર્ત્તમાં ૬૫૫૩૬ ભવ કરે છે. તે નિગોદનો એક ભવ ૨૫૬ આવલીકાનો છે. એ ક્ષુલ્લકભવનું પ્રમાણ છે.

નિગોદમાં અનંતા જીવ એવા છે કે, જે જીવ ત્રસપણું કેવારે પણ પામ્યા નથી. અનંતોકાળ પૂર્વે વહિ ગયો, વળી અનંતોકાળ આગળ જાશે તોપણ તે જીવ વારંવાર ત્યાંજ ઊપજે છે અને ત્યાંજ ચવે છે. તે એકેકી નિગોદમાં અનંતા જીવ છે.

નિગોદના બે ભેદ છે. એક વ્યવહારરાશી નિગોદ અને

બીજી અવ્યવહારરાશી નિગોદ. તેમાં જે જીવ બાદર-એકેંદ્રિયપણું અથવા ત્રશપણું પામીને પાછા નિગોદમાં જઈ પડે છે તે નિગોદિયા જીવ વ્યવહારરાશીયા કહિયે; તથા જે જીવ કોઈ કાળે પણ નિગોદમાંથી નીકળીને બાદર એ-કેંદ્રિયપણું પામ્યા નથી તે જીવ અવ્યવહારરાશીયા કહિયે. એ અવ્યવહારરાશી નિગોદમાં ભવ્ય અને અભવ્ય એવા બે જાતિના જીવ છે. એ સ્વરૂપ શ્રી ભુવનભાનુ કેવલીના ચરિત્રની સાખે લખેલું છે. તથા અહીંયાં મનુષ્યપણામાંથી જેટલા જીવ કર્મ ખપાવી એક સમયમાં મોક્ષે જાય છે, તેટલા જીવ તે સમયમાં અવ્યવહારરાશી સૂક્ષ્મ નિગોદમાંથી નીકળીને ઊંચા આવે છે. એટલે જો દશ જીવ મોક્ષે જાય તો દશ જીવ અવ્યવહારરાશીથી નીકળે. ત્યાં કોઈ સમયે તે જીવમાં ભવ્યજીવ ઓછા નીકળે તો એક બે અભવ્ય જીવ નિકળે, પણ વ્યવહારરાશી જીવમાં વધ ઘટ થાય નહીં, તેટલાને તેટલાજ રહે છે. એવા એ નિગોદના ગોળા લો-કમાં અસંખ્યાતા છે. તે છ દિશીના આવ્યા પુદ્ગલને આહારાદિકપણે લે છે. એ જે છ દિશીનો આહાર લે છે તે શકલગોળા કહેવાય છે; અને લોકના અંતપ્રદેશે નિ-ગોદિયા ગોળા રહ્યા છે તે ત્રણ દિશોનો આહાર ફરસનાએ લે છે તે વિકલગોળા કહેવાય છે. એ સૂક્ષ્મનિગોદમાં પાંચ થાવરના સૂક્ષ્મ જીવ તે સર્વ લોકમાં કાજળની કુંપલીના પેરે ભરયા થકા વ્યાપી રહ્યા છે, અને એક સાધારણ

વનસ્પતિના સ્થાવર સૂક્ષ્મ જીવ છે અને પૃથીવ્યાદિક ચાર સૂક્ષ્મ જીવ છે, તે લોક વ્યાપી છે, તે સર્વ પ્રત્યેક છે, પરંતુ સાધારણપણું એક વનસ્પતિકાયમાંજ છે. પૃથીવ્યાદિક ચાર સ્થાવરમાં નથી. એ સૂક્ષ્મનિગોદમાં અનંતુ દુઃખ છે. તે દૃષ્ટાંતે કરી દેખાડે છે.

સાતમી નરકમાં ઊત્કૃષ્ટ આવખુ તેત્રીસ સાગરોપમનું છે. તે તેત્રીસ સાગરોપમના જેટલા સમય થાય તેટલીવાર કોઇ જીવ સાતમી નરકમાં પૂર્ણ તેત્રીસ તેત્રીસ સાગરોપમને આઊખે ઊપજે તેવારે તેને અસંખ્યાતા ભવ નરકના થાય; તે અસંખ્યાતા ભવમાં સાતમી નરકને વિષે તે જીવને જેટલું છેદન ભેદનનું દુઃખ થાય તે સર્વ દુઃખ એકઠું કરીયે તેથી પણ અનંતગણું દુઃખ નિગોદિયા જીવ એક સમયમાં ભોગવેછે. વળી બીજો દ્રષ્ટાંત કહેછે.

મનુષ્યની સાડાત્રણ ક્રોડ રોમરાજી છે. તેને કોઈ દેવતા સાડાત્રણ ક્રોડ લોખંડની સૂઈ ( સોય ) અગ્નિમાં તપાવીને સમકાલે રોમે રોમે ચાંપે તેવારે તે જીવને જે વેદના થાય તેથી પણ અનંતગુણી વેદના નિગોદમાં છે. આ ઊપરની હકીકતથી દુખની શ્રેણી સમજાશે કે અનંતા કાલથી જીવ દુઃખો ભોગવીજ રહ્યા છે. તે દુઃખોનો નાશ મોક્ષ પ્રાપ્તિ વિના થવાનોજ નથી.

( સમાપ્ત. )

# દિવસનાં ચોઘડીયાં.

| રવિ. | સોમ. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. |
|---|---|---|---|---|---|---|
| ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ |
| ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ |
| લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ |
| અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ |
| કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ |
| શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ |
| રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત |
| ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચળ | કાળ |

# રાત્રિનાં ચોઘડીયાં.

| રવિ. | સોમ. | મંગળ. | બુધ. | ગુરૂ. | શુક્ર. | શનિ. |
|---|---|---|---|---|---|---|
| શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ |
| અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ |
| ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ |
| રોગ | લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત |
| કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ |
| લાભ | શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ |
| ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ | શુભ | ચલ | કાળ |
| શુભ | ચલ | કાળ | ઉદ્વેગ | અમૃત | રોગ | લાભ |